# भरतखंडनुं वर्णन.

---

## भरतखंडनुं स्वरूप.

१—हिंदुस्तान દેશ એશિઆ ખંડની દક્ષિણ દિશા તરફ છે.

—એનો આકાર ત્રિકોણાકારને મળતો દ્વીપકલ્પના જેવો છે.

—हिंदुस्तान દેશનાં પાંચ નામ (૧) લું નામ आर्यवृत्त (२) जुं भरतखंड (३) जुं हिंदुस्नान (४) थुं हिंदीद्वीपकल्प (५) मुं इन्डीआ.

## भरतखंडनी सीमा.

૧—ઉત્તરે હિમાલય પર્વત તેની પેલીમેર તિબેટ છે, તથા કુશ અને કારાકોરમ પર્વત તેની પેલી બાજુએ તાતાર છે.

૨—પશ્ચિમે સુલેમાન પર્વતોની પેલીમેર અફગાનિસ્તાન છે. ને હાલા પર્વતની પેલી બાજુએ બલુચિસ્તાન છે.

૩—નૈરૂત્ય કોણમાં અરબી સમુદ્ર છે.

૪—દક્ષિણે હિંદી મહાસાગર છે;

૫—અગ્નિ કોણમાં હિંદી મહાસાગર અને બંગાળી ઉપસાગર છે.

૬—પૂર્વ સિમાએ જંગલ અને ડુંગરા છે તેની પેલી બાજૂએ [illegible]દેશ છે.

## ૩—ભરતખંડનું ક્ષેત્રફળ તથા વસ્તી.

૧—ક્ષેત્રફળ ૧૫,૮૩,૨૭૬ ચોરસ મેલ જેટલો વિસ્તાર છે.

૨—ભરતખંડની વસ્તી. (૨૮,૬૦,૦૦,૦૦૦) અઠ્ઠાવીશ કરોડ સાઠ લાખ માણસની વસ્તી છે.

## ૪—ભરતખંડની લંબાઈ તથા પાહોળાઈ.

૧—કાશ્મીરની ઉત્તરથી તે કન્યાકુમારી સુધી ભરતખંડની લંબાઈ ૧૯૦૦ મેલ થાય છે. અને સિંધથી આસામ સુધી પહોળાઈ ૧૮૦૦ મેલ થાય છે.

૫—હિંદુસ્તાનના મોટા બે ભાગ.

ગૂજરાતની પશ્ચિમથી તે ગંગા નદીની પાસેના બુંદેલખંડ સુધી પ્રસરેલા વિંધ્યાચળે એ ત્રિકોણના બે ભાગ કર્યા છે.

૬—એમાંના ઉત્તરના ભાગનું નામ ( ૧ ) हिंदुस्तान છે, અને દક્ષિણના ભાગનું નામ ( २ ) दक्षिण ( દખણ ) છે.

૭—हिंदुस्तानના ૭ પ્રાંત કરી શકાય છે.

१—हिमालयनी तळेटीनोढळतो प्रदेश ( २ ) सिंधुनदीनो प्रदेश. ( ३ ) रेतीनुं रण ( ४ ) मध्य हिंदुस्ताननो અને थोडो रजपुतानानो ऊंचो प्रदेश. ( ५ ) गंगानो प्रदेश ( ६ ) ब्रह्मपुत्रनो प्रदेश.

૮— ૧—કચ્છનો સાંકડો મૂલક મોટા રણ અને સમુદ્રની વચ્ચે આવેલો છે.

૯— २—दक्षिण देश.

૧—વિંધ્યા પર્વતની દક્ષિણે આવેલા મૂલકને દક્ષિણ દેશ કહે છે.

૨—દક્ષિણ દેશમાં મદ્રાસ ઇલાકો, મધ્ય પ્રાંતો, મુંબઈ ઇલાકાનો ઘણો ખરો ભાગ, તથા હૈદરાબાદ, મ્હૈસુર, અને બીજાં નાનાં રાજ્યો છે.

૩—દક્ષિણ દેશના ચાર સ્વાભાવિક ભાગ થઈ શકે છે.

१—नर्मदानो प्रदेश ( २ ) शुद्ध दक्षिण ( ३ ) पूर्व कांठानो नीचाणनो प्रदेश અને ( ४ ) पश्चिम किनारानो नीचाणनो प्रदेश.

૧૦—द्वीपो तथा ( बेटो ).

૧—ભરતખંડની છેક થડમાં सिंहलद्वीप.

૨—મલબાર કાંઠાપર लक्षद्वीप.

૩—કન્યા કુમારીની દક્ષિણે मालदीव.

૪—મલાયા તથા બ્રહ્મદેશના કાંઠા ભણી आंदामान અને निकोबार છે.

૫—हिंदुस्ताननी પશ્ચિમે અરબી સમુદ્રમાં મુંબઈ બેટ છે તથા સાષ્ટી અથવા એને અંગ્રેજીમાં સાલસિટ કહે છે.

૧૧—पेदाश.

૧—ભરતખંડની જમીનમાં લોઢું અને ત્રાંબું ભસ નીકળે છે.

બંગાળા અને મધ્યપ્રાંતમાંથી કોયલા નીકળેછે. તેમાં ઘણીજ અગત્યની કોયલાની ખાણુ ચંદાની સમીપ છે. પંજાબ અને રજપૂત સંસ્થાનોમાંથી મીઠું નીકળેછે; બુંદેલખંડ, પંજાબ, અને બીજી કેટલીકજગ્યા એથી સોનું ને હીરા મળે છે. લંકાની આસપાસ દરિયામાંથી મોતી નીકળેછે. તે આખી દુનિયામાં સર્વોત્તમ ગણાયછે. તથા ઘણે ઠેકાણેથી સૂરોખાર જડેછે. તેમજ ખેતીની નીપજ પણ ઘણી છે. ઘણી જાતનાં અનાજ નીપજેછે. તથા ઘણાંક ઉપયોગી અને કીમતી વૃક્ષો એ દેશમાં ઉત્પન્ન થાયછે.

૧૨—हिंदुस्तानना मुख्य द्वीपकल्पो.

१—काठीआवाडनो द्वीपकल्प हिंदुस्ताननी पश्चिमे કચ્છ અને ખંભાતના અખાતની વચ્ચે છે.

૧૩—हिंदुस्ताननी મુખ્ય ભૂશિરો.

१—दीव–કાઠીઆવાડ દ્વીપકલ્પની દક્ષિણે.

२—कोमोरीन–हिंदुस्ताननी દક્ષિણે.

३—केलीमीयर–हिंदुस्तानना અગ્નિકોણમાં.

४—पालमाईरास–હિંદુસ્તાનની પૂર્વે બ્રાહ્મણી અને વૈતરણીના મૂખ આગળ.

५—निग्रेस–બરમાની પશ્ચિમે અથવા બ્રહ્મદેશની પશ્ચિમે.

૧૪—हिंदुस्तानना मुख्य किनारा.

१—मलबारकांठो–પશ્ચિમ કાંઠાના દક્ષિણ ભાગને કહેછે.

२—कोरोमांडल–પૂર્વ કાંઠાના દક્ષિણ ભાગને કહેછે.

૧૫—हिंदुस्तानना मुख्य पर्वतो.

१—हिंदुकुश–હિંદુસ્તાનની વાયવ્ય કોણમાં છે.

२—काराकोरम–કાશ્મીરની ઉત્તરે.

३—हिमालय–હિંદુસ્તાનની ઉત્તરે હિમાલય પર્વતનાં ઊંચામાં ઊંચા શિખરો જેવાકે ( १ ) अवरेस्ट के गौरीशंकर ( २ ) धवलगीरी વગેરે છે.

४—शिवालीक–સતલજ અને જમનાની વચ્ચેછે.

५—सुलेमान–પંજાબની પશ્ચિમે.

६—हाला સિંધ પ્રાંતની પશ્ચિમે.

७—अरवली–રજપૂત સંસ્થાનમાં અરવલી પર્વતના દક્ષિણ ભાગમાં રહેલો આબુ પર્વતનું શિખર વધારે ઊંચું છે.

८—विंध्याचळ મધ્ય હિંદુસ્તાનમાં નર્મદાની ઉત્તરે.

९—सातपुडा–મધ્ય હિંદુસ્તાનમાં નર્મદા અને તાપીની વચ્ચે.

१०—सह्याद्रि અથવા पश्चिम घाट–હિંદુસ્તાનના પશ્ચિમ કિનારાની સમાંતર તાપી નદીથી તે કન્યા કુમારીની ભૂશિર સુધી છે.

११—पूर्वघाट–હિંદુસ્તાનના પૂર્વ કિનારાની સમાંતર મહાનદીથી કન્યાકુમારી ભૂશિર સુધી છે.

१२—निलगिरी–મ્હૈસુર પ્રાંતની દક્ષિણે છે.

१६—ऊंच प्रदेश.

१—माळवा–મધ્ય હિંદુસ્તાનમાં વિંધ્યા પર્વતની ઉત્તરે.

२—शुद्धदक्षिण–દક્ષિણ હિંદુસ્તાનમાં પૂર્વ ઘાટ અને પશ્ચિમ ઘાટની વચ્ચે છે.

१७—हिंदुस्तानना मुख्य समुद्र.

१—अरबी समुद्र–હિંદુસ્તાનની પશ્ચિમે.

२—हिंदीमहासागर–હિંદુસ્તાનની દક્ષિણે.

१८—हिंदुस्तानना मुख्य अखात तथा उपसागर.

१—कच्छीअखात–કાઠીઆવાડ તથા કચ્છની વચ્ચે.

२—खंबातीअखात–કાઠીઆવાડ દ્વીપકલ્પની પૂર્વે.

३—मनारनुंअखात–હિંદુસ્તાન અને સીલોનની વચ્ચે.

४—बंगाळानो उपसागर–હિંદુસ્તાનની પૂર્વે.

५—मार्ताबाननुं अखात–બ્રહ્માની પશ્ચિમે.

१९—सामुद्रधुनी.

१—पाकनी सामुद्रधुनी–હિંદુસ્તાન અને સીલોનની વચ્ચે.

२०—मुख्य सरोवर.

१—वलर सरोवर–કાશ્મીરમાં.

२—मंचर सरोवर–સિંધપ્રાંતમાં.

३—सांभर सरोवर–રજપૂત સંસ્થાનમાં અજમેરની ઉત્તરે.

४—सर सरोवर—રજપૂત સંસ્થાનમાં જસલમેરની ઉત્તરે.

૫—**चिलका सरोवर**—હિંદુસ્તાનના પૂર્વ કિનારાપર મહાનદીના મૂખની દક્ષિણે.

૬—**पुलीकत सरोवर**—હિંદુસ્તાનના પૂર્વ કિનારાપર મદ્રાસની ઉત્તરે.

૭—**कोलर सरोवर**—હિંદુસ્તાનના પુર્વ કિનારાપર ગોદાવરી અને કૃષ્ણાની વચ્ચે છે.

**२१—मुख्यनदीओ.**

૧—**सिंधुनदी**—તિબેટમાંથી નીકળી કાશ્મીરમાં થઇએ નદી હિંદુકુશ અને હિમાલયની વચ્ચે વહેતી પંજાબમાં પેસેછે અટક આગળ કાબુલ નદીએને મળે છે અને પંજાબની દક્ષિણમાં તે પંચનદને ભેગા થાયછે ત્યાંથી આગળ સિંધપ્રાંતમાં વહે છે ને અરબી સમુદ્રને મળેછે.

૨—**सिंधुने मळनारी नदीओना नाम.**

**१—काबुल ( पंचनद ) (१) जेलम (२) चिनाब(३) रावी ( ४ ) बिआ अने (५) सतलज छे.**

૩—**लूणीनदी**—અરવલી પર્વતમાંથી નીકળી મારવાડ, ( જોધપુર ) ના થોડાક ભાગમાં વહે છે અને કચ્છનારણને મળે છે.

૪—**साबरमती नदी**—અરવલી પર્વતમાંથી નીકળી ગુજરાતમાં વહેછે ને ખંભાતના અખાતને મળે છે.

૫—**महीनदी**—માળવાના ઊંચ્ચ પ્રદેશમાંથી નીકળી ગુજરાતમાં વહે છે ને ખંભાતના અખાતને મળે છે.

૬—**नर्मदानदी**—મધ્ય હિંદુસ્તાનના પર્વતમાંથી નીકળી મધ્યપ્રાંત, માળવા, અને ગુજરાતમાં વહે છે ને ખંભાતના અખાતને મળે છે.

૭—**तापीनदी**—સાતપુડા પર્વતમાંથી નીકળીને મધ્યપ્રાંત ખાનદેશ અને ગુજરાતમાં વહે છે ને ખંભાતના અખાતને મળે છે.

૮—**गंगानदी**—હિમાલય પર્વતમાંથી નીકથી, વાયવ્ય પ્રાંત અને બંગાળામાં વહે છે ને બંગાળી ઉપસાગરને મળે છે.

૯—**भागीरथीनदी**—ગંગામાંથી નીકળીને જુદે મુખે બંગાળી ઉપસાગરને મળે છે તેનું નામ હુગલી પાડયું છે.

**१०—हुगली नदीने मळनारी नदीओ.**

૧—**દામોદા ( ૨ ) રૂપ નારાયણ ( ૩ ) કુશી** એ ત્રણ નદીઓ છોટા નાગપુરમાં ઉત્પન્ન થાયછે ને હુગળી નદીને મળે છે.

**૧૧—ગંગાને મળનારી નદીઓના નામ.**

૧—જમણે કાંઠે અલાહબાદ પાસે **જમના અને પટણા** આગળ સોન નદીઓને મળે છે.

૨—ડાબે કાંઠે **રામગંગા, ગોમતી, ગોગરા, ગંડકી** અને **કાશિકી** એને મળે છે.

**૧૨—જમના નદીને મળનારી નદીઓના નામ.**

૧—**ચંબલ, સિંધ,** અને **બતવા** એ ત્રણ. નદીઓનો સંગમ જમના જોડે થાય છે. ( બનાસ ચંબલને મળે છે.)

૧૩—**બ્રહ્મપુત્રા નદીની ઉત્પત્તિ**—તિબેટમાં છે હિમાલયને પૂર્વ છેડેથી ઉતરી **આસામ** અને બંગાળામાં વહે છે બ્રહ્મપુત્રની પશ્ચિમમાં આવેલી શાખાનો સંગમ ગંગાની પૂર્વ શાખા જોડે થાયછે.

૧૪—**ઇરાવદીનદી**—બ્રહ્મદેશમાં વહે છે અને મારતાબાનના અખાતને મળે છે.

૧૫—**સુરમા**—એ નદી કાચરડુંગરમાંથી નીકળી સીલહટ્ટની પશ્ચિમે વહેછે ને પછી દક્ષિણમાં વહી બ્રહ્મપુત્ર નદના એક ફાંટાને મળે છે.

૧૬—**સુવર્ણરેખા વૈતરણી**—અને **બ્રાહ્મણી** એ ત્રણ નદીઓ છોટા નાગપુરમાં ઉત્પન્ન થાયછે અને ઓઢિઆમાં થઇને બંગાળાના ઉપસાગરને મળે છે.

૧૭—**મહાનદી**—મધ્ય પ્રાંતમાં ઉત્પન્ન થાય છે અને ઓઢીઆમાં થઇને કટક આગળ બંગાળાના ઉપસાગરને મળે છે.

૧૮—**ગોદાવરી**—નાશકની સોડે ગોદાવરીનું મૂળછે ત્યાંથી **મુંબઇ ઇલાકો, હૈદ્રાબાદ,** અને **મદ્રાસ ઇલાકામાં** વહેછે અને બંગાળી ઉપસાગરને મળે છે.

**૧૯—ગોદાવરી નદીને મળનારી નદીઓનાં નામ.**

૧—દક્ષિણે દિશાએથી આવનારી **મંજિરાનો** સંગમ ગોદાવરી જોડે થાય છે.

૨—**મધ્યપ્રાંત, ખાનદેશ,** અને **વરાડના** ઉત્તર દેશો

तरफथी वहेनार पेनगंगा, वरधा, અને वेनगंगाना એકઠાં થએલાં જળ ગોદાવરીને મળેછે.

२०—कृष्णा, मुंबई ईलाकामां सताराना પાસે महाबळेश्वर आगळ कृष्णानदीनुं मूळ છે ત્યાંથી मुंबई ईलाको, हैद्राबाद અને मद्रास ईलाकामां વહી તે બંગાળી ઉપસાગરને મળે છે.

२१—कृष्णा नदीने मळनारी नदीओनां नाम.

(१) वारणा (२) भीमा, (३) तुंगभद्रा, અને બીજી ઘણી નદીઓ મળે છે.

२१—कावेरी कुर्गमां ઉત્પન્ન થઈ म्हैसुर તથા मद्रास ईलाकामां વહી તે બંગાળી ઉપસાગરને મળે છે.

२२—भरतखंड के हिंदना राज्य विभाग.

१—मुंबई इलाको.
२—मद्रास इलाको.
३—म्हैसुर अने कुर्गनां संस्थानो.
४—वराड सहित हैदराबाद संस्थान.
५—मध्य प्रांतो.
६—मध्यहिंद एजन्सिनां संस्थानो.
७—रजपूत संस्थानो.
८—पंजाब प्रांत.
९—वायव्य प्रांतो.
१०—अयोध्या प्रांत.
११—बंगाळा प्रांत.
१२—आसामनो मूलक.
१३—नेपाळ, भूतान, અને बीजां स्वतंत्र पहाडी संस्थानो.
१४—भरतखंड मांहेला पोर्तुगीझ અને फ्रेंच लोकनां संस्थानो

२३—हिंदुस्ताનना मोटा शहेरो तथा ते विषे जाणवा लायक हकीकत.

१—मुंबई—એ મુંબઈ ઈલાકાની રાજધાનીછે એ બંદર પશ્ચિમ

કાંઠે આખા હિંદુસ્તાનમાં સર્વથી મ્હોટું છે એ વેપારનું મુખ્ય મથક છે ઈ૦ સ૦ ૧૬૬૧ માં પોર્તુગાલના રાજાએ ઈંગ્લાંડના બીજા ચાર્લસ રાજાને એ શહેર કન્યાદાન જોડે આપ્યું હતું ત્યારથી તે અંગ્રેજ સરકારના તાબામાં છે તેમાં હાલ ૮૨૫૦૦૦ માણસ વસેછે.

૨—**थाणा** } એ હિંદુસ્તાનની પશ્ચિમે અરબી સમુદ્રને
૩—**बांद्रा** } કાંઠે સાષ્ટી બેટમાં છે, અને રેલ્વ સ્ટેશન. છે

૪—**कल्याणी**—એ રેલ્વે સ્ટેશન છે ત્યાંથી રેલ્વેની સડકના બે ફાંટા થાય છે એક પુણે જાયછે અને બીજા નાશક જાયછે.

૫—**वसई**—એ શહેર અગાઉ ફીરંગી લોકને તાબે હતું ત્યાં ફીરંગી લોકે બાંધેલો ( કોટ ) પડી ગયેલો જોવામાં આવે છે.

૬—**रत्नागिरी** } મુંબઈની દક્ષિણે અરબી સમુદ્રના
૭—**विंगोर्ला** } કિનારાપર બંદર છે ત્યાં હમેશ મુંબઈથી આગબોટ ઉતારૂને લઈ જાય છે ને લાવેછે.

૮—**खडकी**—એ પુણાની નજીક છે તેમાં લશ્કરની મોટી [ છાવણી છે.

૯—**पुणा**—એ શહેર મૂળમીઠા નદી પર છે ને રેલ્વે સ્ટેશન છે એ અસલ પેશ્વા સરકારની રાજધાનીનું શહેર હતું હાલમાં ચોમાસામાં મુંબઈનો ગર્વનર ત્યાં રહેછે.

૧૦—**सतारा**—એ શહેર મહાબળેશ્વરની પાસે કૃષ્ણાની પશ્ચિમેછે આ શહેરમાં શીવાજીના વંશ જો આગળ રાજ્ય કરતા હતા.

૧૧—**महाबळेश्वर**—કૃષ્ણા નદીના મૂળની પાસે આવેલું છે મહાબળેશ્વરપાસે માથેરાનના ડુંગર ઉપર મુંબઈ ઇલાકાના લોકોનું હવા ખાવાનું ઠેકાણું છે જ્યાં ગરમીના દહાડામાં મુંબઈનો ગવર્નર જઈ રહેછે.

૧૨—**सोलापुर**—દક્ષિણ પ્રાંતમા વેપારનું મુખ્ય મથક છે અને તે રેલવે સ્ટેશનછે પુણેથી સોલાપુર રેલ્વે જાયછે.

૧૩—**नाशक**—ગોદાવરી નદીને તીરે હિંદુ લોકનું મોટું તીર્થછે.

૧૪—**अहमदनगर**—દક્ષિણમાં અગાઉ એ શહેરમાં ચાંદબીબી નામની લડાયક સ્ત્રી ત્યાં રાજ કરતી હતી તેને ઇ. સ. ૧૫૯૯ માં તેના સીપાઇઓએ દગાથી મારી નંખાવી એ શહેરને કેટલાક ચાંદબીબીનું નગર કહેછે.

૧૫—**धुळीआ**—ખાનદેશ જીલ્લાનું મુખ્ય શહેરછે.

૧૬—**धारवाड**—એ દક્ષિણમાં ધારવાડ જીલ્લાનું મુખ્ય શહેરછે.

૧૭—**हुबली**
૧૮—**बेलगाम**
૧૯—**कलादगी**
} એ ધારવાડ જીલ્લામાં મોટા ગામછે.

૨૦—**बीजापुर**—એ શહેર મુસલમાન રાજાઓના વખતમાં ઘણું પ્રખ્યાત હતું પણ હાલમાં ત્યાં ઘણી સુંદર ઇમારતો જોવામાં આવેછે સોલાપુરથી બીજાપુર રેલવે જાયછે.

૨૧—**तलीकोट**—કૃષ્ણા નદીની ઉત્તરેછે ત્યાં ઇ૦ સ૦ ૧૫૬૫માં લડાઈ થઈ તેમાં દખણના સુલતાનોએ સાથે મળી વીજ્ય નગરના રાજ્યનો અંત આણ્યો.

૨૨—**कारवाड**—એ ઉત્તર કાનડા જીલ્લાનું મુખ્ય શહેર અને મોટું બંદર છે તથા મુંબઈને કરાંચીની પેઠે ચોમાસામાં વહાણોનું રક્ષણ થઈ શકે એવું તેનું બારૂં છે.

૨૩—**कुंपटा**
૨૪—**होनावळ**
} એ કારવાડની દક્ષિણે અરબી સમુદ્રને કાંઠે મોટા બંદર છે.

૨૫—**कोलापुर**—આ શહેરમાં શીવાજીના વંશનો રાજા રાજ કરેછે એ દેશી સંસ્થાનનું મુખ્ય શહેર છે.

૨૬—**जुन्नर**—એ શહેરમાં ઈ. સ. ૧૬૨૭ માં શિવાજીનો જન્મ થયો હતો.

૨૭—**अमदावाद**—ગુજરાત પ્રાંતનું મુખ્ય શહેર સાબરમતી નદીના કાંઠાપર છે સુલતાન અહમદશાહે ઇ૦ સ૦ ૧૪૧૨ માં વસાવ્યું.

૨૮—**खेडा**—એ ખેડા જીલ્લાનું મોટું શહેરછે.

૨૯—**नडीआद**—ખેડાજીલ્લાનું મોટું ગામછે.

૩૦—**भरूच**—નર્મદા નદીને કાંઠેછે.

૩૧—**सुरत**—તાપી નદીને કાંઠેછે એ પહેલાં પશ્ચિમ હિંદુસ્તાનમાં ઘણું નામીચું ગણાતું હતું સને ૧૬૧૨ માં અંગ્રેજ લોકો વેપારને માટે એ શહેરમાં કોઠી કરી હતી.

૩૨—**भूज**—કચ્છ રાજ્યનું મુખ્ય શહેર ઇ૦ સ૦ ૧૬૦૫ માં રાવશ્રી ખેંગારજીએ વસાવ્યું.

૩૩—**मांडवी**-કચ્છમાં મોટું બંદરછે.

૩૪—**वडोदरा**-ગાયકવાડ સરકારની રાજધાનીનું શહેર વીશ્વામિત્રી નદીના કાંઠાપર છે.

૩૫—**खंभात**-મહી નદીને કાંઠેછે એ શહેરમાં એક મુસલમાન નવાબ રાજા રાજ કરેછે ઇ૦ સ૦ ૧૨૯૭ માં અલાઉદીનની ફોજે જીતી લીધુ તે શહેરમાંથી કેટલાક ગુલામો પકડ્યા હતા તેમાં મલેક કાફુર કરીને હતો તેણે આગળ જતાં મોટું નામ કાઢ્યું.

૩૬—**राजकोट**-કાઠીઆવાડ પ્રાંતનું મુખ્ય શહેર આજી નદીને કાંઠે છે ત્યાં પોલીટીકલ એજંટ રહેછે.

૩૭—**भावनगर**
૩૮—**जुनागढ**
૩૯—**नवानगर**
} એ કાઠીઆવાડના દેશી રાજાઓના મુખ્ય શહેરો છે.

૪૦—**पोरबंदर**-કાઠીઆવાડની પશ્ચિમે અરબી સમુદ્રને કિનારે બંદર છે અને તે પોરબંદરના રાણાને તાબે છે.

૪૧—**वेरावळ**-કાઠીઆવાડની નૈરૃત્યે અરબી સમુદ્રને કિનારે બંદર છે અને તે જુનાગઢના નવાબને તાબે છે.

૪૨—**प्रभासपाटणनगर**-કાઠીઆવાડની નૈરૃત્ય દીશાએદરિઆ કિનારે છે ત્યાં સોમનાથનું દેહેરૂં હાલ પડી ગયેલું જોવામાં આવે છે ત્યાં ઈ૦ સ૦ ૧૦૨૪ માં મહમદ ધીઝનીએ સ્વારી કરી હતી.

૪૩—**अणाहिलपुर**-એ ગૂજરાતની અસલી રાજધાનીનું શહેર ઈ૦ સ૦ ૭૪૬ માં વનરાજ ચાવડાએ વસાવ્યું હતું તે સિધપુરથી બારગાઉઉપર છે તેને પાટણ કહે છે એ ગાયકવાડને તાબેછે.

૪૪—**द्वारका**-એ હિંદુસ્તાનની પશ્ચિમે હિદુલોકના તીર્થનું મોટું ધામ છે તથા બંદર છે તે ગાયકવાડ સરકારને તાબે છે.

૪૫—**शिकारपुर**-એ શિકારપુર જીલ્લાનું મુખ્ય શહેર સિંધુનદીની પશ્ચિમે છે એમાં વેપાર રોજગાર સારો ચાલે છે શિકારપુરને આગળ ખોરાસાનની બાગોળ કહેતા.

૪૬—**हैद्राबाद**-એ સિંધ પ્રાંતનું મુખ્ય શહેર સિંધુનદીને પૂર્વ કાંઠે છે.

४७—**कराची**–મુંબઈ ઇલાકાનું બીજું મોટું બંદર ગણાયછે એ સિંધ પ્રાંતમાં મુખ્ય વેપારનું મથક છે.

४८—**सक्कर**–એ સિંધુનદીને કાંઠે બોલન ઘાટના વેપારનું મુખ્ય સ્થળ છે.

४९—**लारखाना** } એ બે મોટા કસ્બા છે લારખાના
५०—**रोहरी** } સિંધુનદીની પશ્ચિમે રેલ્વે સ્ટેશન છે અને રોહરી સિંધુનદીની પૂર્વે ખૈરપુર પાસે છે.

५१—**उमरकोट**–એ થરપારકર પ્રગણાનું મુખ્ય શહેર છે એ શહેરમાં ઈ૦ સ૦ ૧૫૪૩ માં અકબરનો જન્મ થયો હતો.

५२—**खैरपुर**–એ ખૈરપુર સંસ્થાનનું મુખ્ય શહેર ખૈરપુર સંસ્થાન સિંધપ્રાંતમાં ઈશાન કોણમાં છે તે મીરઅલ્લી મુરાદના તાબામાં છે.

५३—**कोट्री**–એ રેલ્વેસ્ટેશન સિંધુનદીની પશ્ચિમે છે. હૈદરાબાદ ને રસ્તે કરાંચી કોટ્રી સુધી રેલ્વે છે ત્યાંથી આગળ એ સડક સક્કર થઇને પંજાબ પ્રાંતમાં જાયછે.

५४—**ठट्ठा**–સિંધુ નદીના મુખ આગળ પશ્ચિમે છે બળવા ખોરોની પછવાડે જતાં ઈ૦ સ૦ ૧૩૫૧ માં. એ શહેરમાં મહમદ તઘલખ મરણ પામ્યો.

२४—**मद्रास इलाको.**

१—**मद्रास**–ઈ૦ સ૦ ૧૬૩૯ માં અંગ્રેજે **ફોર્ટસેંત જયોર્જ** બાંધ્યો તેની આસપાસ વસ્તી વધીને હાલ એ ઇલાકાની રાજધાની મદ્રાસ શહેર બન્યું છે એમાં હાલ ૪,૪૯,૯૫૦ લોક વસે છે એ કોરોમાંડલના કિનારાપર એક મોટું બંદર છે અને રેલ્વેસ્ટેશન છે તથા મદ્રાસ ઇલાકાનો ગવર્નર એ શહેરમાં રહેછે.

२—**गंजाम**–ઉત્તર સિરકાર પ્રાંતની ઉત્તરે બંગાળાના ઉપસાગરને કિનારે બંદર છે.

३—**विशागपट्टण**–એ ઉત્તર સિરકાર પ્રાંતમાં બંગાળાના ઉપસાગરને કિનારે બંદર છે.

૪—**कोकणद्**–એ ઉત્તર સિરકાર પ્રાંતની દક્ષિણે ગોદાવરી નદીના મુખ આગળ બંદર છે.

૫—**नेगापट्टण**–એ કોરોમાંડલને કિનારે બંદર છે તથા રેલ્વે સ્ટેશન છે એ અગાઉ વલંદાલોકોનું સંસ્થાન હતું.

૬—**तुतिकोरिन**–મનારના અખાતને કિનારે બંદર છે.

૭—**कोची**–મલબાર કાંઠે ત્રાવણકોરની પશ્ચિમે એક બંદરછે આ શહેરમાં મોટા વહાણો બંધાય છે.

૮—**कालिकत**–મલબાર પ્રાંતનું મુખ્ય શહેર અરબી સમુદ્રને કાંઠે બંદર છે. એ બંદરેથી સાગનું લાકડું, મરી, અને નાળિએર દેશાવર ખાતે ચઢે છે, એ રેલ્વે સ્ટેશન છે મદ્રાસથી એક સડક કાલીકટ જાયછે.

૯—**तालिचेरी** }
१०—**नानानुर** } અરબી સમુદ્રના કિનારાપર બંદર છે.

૧૧—**मंगलोर**–અરબી સમુદ્રના કિનારાપર બંદર છે તથા દક્ષિણ કાનડાનું મુખ્ય શહેર છે.

૧૨—**मच्छलीपट्टण**–બંગાળાના ઉપસાગરને કાંઠે કૃષ્ણા નદીના મૂખ આગળ બંદર છે તથા ઉત્તર સિરકારનું મુખ્ય શહેર છે એ બંદર બંગાળાના ઉપસાગરને કાંઠે કૃષ્ણા નદીના મુખ આગળ ઉત્તર સિરકારનું મુખ્ય શહેર છે.

૧૩—**राजमंदरि**–એ ગોદાવરી નદીને તીરે ઉત્તરે સિરકાર પ્રાંતનું મુખ્ય શહેર છે.

૧૪—**कर्णाटक**–કર્ણાટક પ્રાંતની અસલની રાજધાની ઇ० સ० ૧૭૫૧ માં લાર્ડકલાઇવે જીતી લીધું.

૧૫—**कोंजेवरम ( कांची )** એ પાલર નદીને કાંઠે છે.

૧૬—**त्रिचिनोपोली**–કર્ણાટકમાં મદ્રાસથી ઉત્તરેનું, મોટામાં મોટું શહેર ત્રિચિનોપોલી કાવેરી નદીને કાંઠેછે પહેલાં એ હિંદુરાજ્યની રાજધાની હતી.

૧૭—**मुंदाकल**–એ રેલ્વે સ્ટેશન છે ત્યાંથી એક સડક મદ્રાસ તરફ તથા બીજી બલ્લારી જાયછે.

१८—**बल्लारी** } બલ્લારી એ રેલ્વેસ્ટેશન તુંગભદ્રાની દક્ષિણે
१९—**कडपा** } છે કડપા પન્નારની દક્ષિણે રેલ્વેસ્ટેશનછે આ બે શહેરો કર્ણાટકનો વાયવ્ય ભાગ સને ૧૮૦૦ માં નિઝામે અંગ્રેજોને આપ્યો તેમાં એ મુખ્ય શહેરો છે.

२०—**बाईपुर**—મલબાર કાંઠે રેલ્વેસ્ટેશન છે ત્યાં થઇને કાલીકટ સુધી રેલ્વે જાયછે.

२१—**सेलम** } એ કર્ણાટકમાં મોટાં કરબા છે એ બે શહેર
२२—**मदुरा** } ઈ૦ સ૦ ૧૭૯૨ માં ટીપુ પાસેથી લીધા.

२३—**कोईबटूर**—એ કર્ણાટકમાં છે સને ૧૭૯૯ ટીપુ મુઆ પછી લીધું.

२४—**उत्ताकामंड**—નિલગીરી પાસે એક હવાવાળી ઊંચી ટેકરી છે જ્યાં ગરમીના દહાડામાં મદ્રાસનો ગવર્નર જઈ રહેછે.

२५—**त्रिवानद्रम**—એ ત્રાવણકોર રાજ્યનું મુખ્ય શહેર છે એ રાજ્ય ઉપર હિંદુ મહારાજાનો અમલ છે.

२६—**त्रिचुर**—એ મલબાર અને ત્રાવણકોરની વચ્ચે કોચીનનું મુખ્ય શહેર છે તે પર હિંદુ મહારાજાનો અમલ છે.

२७—**म्हेसुर**—એ મ્હેસુર પ્રાંતની રાજધાની કાવેરીના દક્ષિણ તીરે છે તથા એનાપર ટીપુ સુલતાનના વંશનાં રાજ કરેછે.

२८—**शोरिंगापटण**—એનો કિલ્લો કાવેરી નદીમાંના ટાપુ ઉપર બાંધેલો છે એ શહેર સને ૧૭૯૯ માં અંગ્રેજોએ હુમલો કરીને લીધું જે વખતે ટીપુ માર્યો ગયો.

२९—**बंगलोर**—મ્હેસુરની પૂર્વે છે એમાં મુખ્ય કમિશ્નર રહેછે.

३०—**मर्कारा**—એ કુર્ગનું મુખ્ય શહેર છે કુર્ગપ્રાંત ૧૮૩૪ માં અંગ્રેજોએ ત્યાંના લીંગાયત રાજાને પદભ્રષ્ટ કરી તાબે કર્યો.

३१—**हैद्राबाद**—એ નિઝામની રાજધાની કૃષ્ણાને મળનારી મુશીનદીના કાંઠાપર છે તેમાં અંગ્રેજી રેસીડેંન્ટ રહે છે.

३२—**औरंगाबाद**—આગલા વખતની સુંદર ઇમારતો માટે પ્રખ્યાત છે.

૩૩—**दौलताबाद ( देवगड )**—નો કિલ્લો વખણાય છે ઇ૦ સ૦ ૧૩૪૭ માં મહમદ તઘલખે પોતાની રાજધાની દીલ્લીમાંથી ફેરવી દક્ષિણે દોલતાબાદમાં કરી હતી.

૩૪—**पैठण**—એ ગોદાવરી નદીને કાંઠે આવેલું છે ત્યાં શાલીવાહન નામે પ્રખ્યાત રાજા રાજ્ય કરતો હતો તેના વરસને શક કહે છે તે હજી ચાલે છે.

૩૫—**जालना**—ઔરંગાબાદની પૂર્વેછે એમાં રેસમી કાપડ થાય છે અને એ શહેરમાં અંગ્રેજના લશ્કરની છાવણી છે.

૩૬—**बेदर**—એ મંજીરા નદી ઉપર છે ત્યાં સોનાં રૂપાની કારીગારી વાળા પીતળનાં વાસણ વખણાય છે.

૩૭—**रैचुर**—એ રેલ્વેસ્ટેશન કૃષ્ણા નદીની દક્ષિણે છે મુંબઇથી રૈચુર થઇને મદ્રાસ તરફ રેલ્વે જાય છે.

૩૮—**ईलोरा**—પર્વતમાંથી કોતરી કાઢેલા દહેરાંને માટે પ્રખ્યાત છે એ શહેર કર્ણાટક પ્રાંતની ઉત્તરમાં ગોદાવરીને કૃષ્ણા નદીની વચ્ચે છે.

૩૯—**वांरंगुळ**—એ હૈદરાબાદની પૂર્વે ગોદાવરી નદીની દક્ષિણે છે એ અસલ તેલંગણની રાજધાની હતી.

૪૦—**गोळकुंडा**—એ હૈદરાબાદની પાસે છે ને તે હિરાની ખાણોને માટે પ્રખ્યાત છે.

૪૧—**शिकंद्राबाद**—એ હૈદરાબાદની ઉત્તરે છે એ શહેરમાં અંગ્રેજી લશ્કરની છાવણી છે.

૪૨—**उमरावती**—એ વરાડ પ્રાંતની રાજધાની છે અને રૂના વેપારને માટે પ્રખ્યાત છે ને એ રેલ્વેસ્ટેશન છે નાગપુર રેલ્વેની એક શાખા ઉમરાવતી જાય છે.

૪૩—**खामगाम**—એ વરાડ પ્રાંતનું મુખ્ય શહેર છે અને રૂના વેપારનું મુખ્ય મથક છે ને એ રેલ્વેસ્ટેશન છે નાગપુર રેલ્વેની એક શાખા ત્યાં જાયછે.

૪૪—**इलिचपुर**—એ વરાડ પ્રાંતમાં તાપી નદીના મૂળ આગળ છે એ અસલ વરાડ પ્રાંતની રાજધાની હતી.

४५—अकोला–મુંબઇથી નાગપુરજતી રેલ્વેની સડક ઉપર સ્ટેશન છે.

૪૬—कारिंगा–વરાડ પ્રાંતમાં દક્ષિણે છે.

૪૭—तांजोर–એ શહેર કર્ણાટકમાં રેલ્વે સ્ટેશન છે ત્યાંથી નેગાપટણ બંદર સુધી રેલ્વેની સડક જાય છે.

२५—मध्यप्रांतो.

१—नागपुर–એ મધ્ય પ્રાંતની રાજધાની છે અને તેમાં મોતી જોડા વખણાય છે મુંબઇથી નાગપુર સુધી રેલ્વે જાયછે.

२—सिताबलदी–એ નાગપુરની ઉત્તરે ડુંગરી કિલ્લો છે.

३—कामपटी–એ નાગપુરની ઉત્તરે બાર મૈલને અંતરે છે એમાં લશ્કરની છાવણી છે.

४—सागर–એ મધ્ય પ્રાંતમાં ઉત્તરે છે અને એ શહેરમાં અંગ્રેજી છાવણી છે સને ૧૮૧૮ ભોસલા સાથે લડાઇમાં અંગ્રેજને એ મુલક મળ્યો.

५—जबलपुर–એ નર્મદાની ખીણમાં રેલ્વે સ્ટેશન છે અને તેની પાસે પ્રસિદ્ધ આરસના ડુંગર છે ત્યાં થઇને અલાહાબાદ સુધી રેલ્વે જાય છે.

६—रायपुर–મધ્યપ્રાંતમાં પૂર્વે છત્તીસ ગઢમાં છે તથા મુંબઈ થી રાયપુર સુધી રેલ્વેની સડક છે.

७—विलासपुर–એ શહેર મધ્યપ્રાંતની પૂર્વે છે ને વિલાસપુર જીલ્લાનું મુખ્ય શહેર છે.

८—चंदा–એ મધ્ય પ્રાંતની દક્ષિણે ને પેનગંગાની ઉત્તરે છે. અને તેની પાસે કોયલાની ખાણો છે.

९—नरसिंगपुर } એ નર્મદાની ખીણમાં મોટા ગામ છે<br>
१०—हशंगाबाद } ને રેલ્વ સ્ટેશન છે.

११—बैतुल–સાતપુડાના ઉંચા પ્રદેશમાં બૈતુલ પ્રાંતનું મુખ્ય શહેર બૈતુલ છે.

૧૨—आशिरगढ-મધ્યપ્રાંતમાં સાતપુડા પર્વતની દક્ષિણે બરાનપુરની પાસે પ્રખ્યાત ડુંગરી કિલ્લો છે એ શહેરને મુગલાઈ રાજ્યોમાં દક્ષિણની ભાગોળ કહેતા એ શહેર તાપી નદીની ઉત્તરમાં છે.

૧૩—बरानपुर-આશિરગઢની થોડેક છેટે એ નામનું પ્રખ્યાત મુસલમાની શહેર છે અને તેમાં કસબી વણાટ સારો થાય છે.

૧૪—वरधा } એ મધ્ય પ્રાંતમાં વર્ધા જીલ્લાનું મુખ્ય શહેર
૧૫—भंडोरा } રેલ્વે સ્ટેશન છે ત્યાંથી રેલ્વેની એક સડક નાગપુર જાય છે અને બીજી હીંગણઘાટ જાયછે એ મધ્ય પ્રાંતમાં ભંડારા જીલ્લાનું મુખ્ય શહેર છે એમાં ભરત કામ વખણાય છે.

૧૬—सिरोंचा-એ શહેરની પાસે પ્રાણહિતા અને ગોદાવરીનો સંગમ થાય છે.

૧૭—संबळपुर-એ છત્તીસ ગઢમાં તેની પૂર્વે સંબળપુર પ્રાંતનું મુખ્ય શહેર છે સને ૧૮૦૩ માં મરાઠા ભોસલા પાસેથી અંગ્રેજે લીધું.

૧૮—बस्तर-છત્તીસગઢ પ્રાંતની દક્ષિણે એક દેશી રાજ્યનું મુખ્ય શહેર છે.

૧૯—हिंगणघाट-રૂના વેપારને માટે પ્રખ્યાત છે અને રેલ્વે સ્ટેશન છે વર્ધાથી તે હિંગણઘાટ સુધી રેલ્વેની સડક બાંધી છે.

૧—बंगाळी उपसागरने मळनारी नदीओ.

ગંગા, ભાગીરથી, સુવર્ણરેખા, વૈતરણી, બ્રાહ્મણી, બ્રહ્મપુત્રા, મહા, ગોદાવરી, કૃષ્ણા, કાવેરી.

૨—खंभाती अखातने मळनारी नदीओ.

સાબરમતી, મહી, નર્મદા, તાપી.

૩—मारतावानना अखातने मळनारी नदी.

ઘરાવદી.

૪—अरबी समुद्रने मळनारी नदी.

સિંધુ.

૫—कच्छना रणने मळनारी नदी.

લૂણી.

# ગૂજરાતી પાંચમી ચોપડીના અર્થ.

આ ચોપડીમાં છોકરાઓને વ્યાકરણનું જ્ઞાન સારી પેઠે થાય તેને માટે પાઠમાં આવેલો દરએક શબ્દ વ્યાકરણમાં કયા વર્ગનો ગણાય છે તે શબ્દની સાથે લખી જણાવ્યું છે, અને તેની સમજવાની નિશાની ટૂંકામાં નીચે મુજબ કરી છે તે પ્રમાણે વાંચીને સમજવું.

| | | |
|---|---|---|
| ( ના ) નામ. | ( વિ ) વિશેષણ. | ( અ ) અવ્યય. |
| ( સ ) સર્વનામ. | ( ક્રિ ) ક્રિયાપદ. | ( કૃ ) કૃદંત. |

પાઠ ૧ લો.

રાજભક્તિ ( ના ) રાજાના ઉપર પ્રેમભાવ.
ધર્મપુસ્તકો ( ના ) શાસ્ત્રોના ગ્રંથો.
અમલ ( ના ) રાજસત્તા
અન્યાય ( ના ) ગેર ઇનશાફ.
સંરક્ષણ ( ના ) સંભાળ.
ખામી ( ના ) ખોડ.
તજતા ( કૃ ) છોડતા.
બખેડા ( ના ) મારામારી, ટંટો.
સંપત્તિ (ના ) ધનદોલત.
અણસમજુ ( વિ ) સમજ વગરનો.
ફિતુર ( ના ) તોફાન હુલ્લડ.
ખરાબી (ના) પાયમાલી.
બંડખોર ( વિ ) તોફાની, ફિતુરી.
બળવો ( ના ) બંડ, ફિસાદ. [ગાળો.
જાનમાલ ( ના ) જીવન-
પ્રતિનિધિ (ના) બીજાને બદલે કોઇપણ કામમાટે નીમાયલો અધિકારી.
સ્વર્ગવાસી ( વિ ) પરલોકવાસી, વૈકુંઠવાસી, બેહસ્તનસીન.

પાઠ ૨ જો.

મહારાણીજી (ના) મોટાં રાણી સાહેબ.
અચળ (વિ) જે ખસે નહીં તે હમેશાં કાયમ.
કરૂણા ( ના ) દયા.
કુશલ ( ના ) તાજગીર, ખુશાલ.
વિધવિધ=તરેહ તરેહ.
સંહાર ( ક્રિ ) નાશ, ઘાણ
હામ ( ના ) હિમ્મત.
વિજયાકુંવરી (ના) વધારે જશવાળી છોકરી.
અમરવેલ (ના) મરે નહીં એવો વેલો.
કૃપાનાથ (ના) દયા રાખનાર ધણી.
અખંડ ( વિ ) ખાંડો નહીં તે, આખો.
સોહાગ ( ના ) શોભાગ.
પરિવાર ( ના ) કબીલો, વંશ.
દીપાવડો (વિ) શોભાવંતો.

સમાજ ( ના ) મંડળી, સભા.
અફળ (વિ) ફોકટ, મિથ્યા.
વડી ( વિ ) મોટી.
કૃપા ( ના ) મેહેરબાની.
હૈડું ( ના ) દીલ, મન, હૈયું.
હર્ષ ( ના ) હરખ, ખુશી.
કલ્યાણ ( ના ) સારૂં, રૂડું.
દિનદિન (અ) દહાડે દહાડે.
ચડતીકળા ( ના ) આબાદાની, આબાદી.
સંહારજો ( ક્રિ ) નાશ કરજો.
દુષ્ટ ( વિ ) પાપી, ખુની.
વિજયા ( ના ) વધારે જશ, વધારે આબરૂ.
જગતપતિપણું ( ના ) દુનિયાનુ ઉપરી પણું.
અખૂટ (વિ) ખુટે નહીતે.
સમય (ના) વખત, વેળા.
સહાય (ના) દુઃખ, સંકટ.
કષ્ટ ( ના ) દુઃખ, સંકટ.
કૃપાનિધિ ( ના ) દયાનો ભંડાર.
ઊપજ્યો ( વિ ) થયો.
અથાગ (વિ) જેનો થાગ નહીં, ઘણોજ.
જગ (ના) જગત, પૃથ્વી.
ન્યાય ( ના ) ઈનસાફ.
સુજશ (ના) સારોજશ, કીર્તિ.
જામજો (ક્રિ) પથરાજો.
ગુણીજન (ના) ગુણવાળો.
દયાવંત ( ના ) દયાવાળો.
દિસેછે ( ક્રિ ) દેખાયછે.
રાજસમાજ ( ના ) રાજમંડળી, રાજસભા.
રક્ષા (ના) રક્ષણ, સંભાળ.
જયજયકાર ( ના ) ફતેહ.

## ( કવિતાની સમજુતી ). ( ૧ ).

હે પ્રભુ! અમે એટલું માગીએ છીએ કે, મોટી દયાળુ વિકટોરીઆ રાણી ઘણાં વર્ષ જીવો; તમો કરૂણા કરીને એટલું આપો કે હમારા દીલમાં પૂરો હરખ પામીએ ( વિકટોરીઆ ઘણાં વર્ષજીવો ). ( ૧ ).

સદાકાળ એની હકુમત હમારા પર રાખજો. અને દયા લાવી એનું રક્ષણ કરી કલ્યાણ કરજો; દહાડે દહાડે એની આબાદાની થઈને દોલત વધજો; જેથી કરીને એ ઘણી કીર્તિ પામે ( વિકટોરીઆ ) ( ૨ ).

એના સઘળા દુશ્મનોનો ઘાણ વાળજો પાપી માણસની મેહનત ફોકટ જજો; એ વધારે જશવાળી કુંવરીનો વધારે જશ વધારજો, જે કે દુનિઆંનુ ઉપરીપણું ચલાવવા જોગ છે. ( વિકટોરીઆ ) ( ૩ ).

પ્રભુ તું ખુટે નહીં તેટલી દોલત એને આપજે, ને સઘળા વખતે એની મદદમાં રેહેજે; હે દયાના ભંડાર ઇશ્વર એના સઘળા દુઃખ કહાડી નાંખજે; કે જેની કીર્તિ જગમાં ઘણી થાય. ( વિકટોરીઆ ) ( ૪ ).
એના રાજમાં માણસ સુખી થયા સદાકાળ એનો શોભાગ આખો રેહેજે

( ખંડીત થતો નહીં ); જેથી કરીને જુલમના દુઃખ દુર થયા, તે મનમાં અથાગ હરખ ઊપજે ( વિક્ટોરીઆ. ) ( ૫ ).

આખી પૃથ્વીપર સદાકાળ એ કાયમ રહેજો. એનો ઇનસાફ સદા વાજબીજ છે; એનો સારો જશ જગત મધ્યે પથરાજો કે જે ગુણીજન માણસ પુસ્તકમાં લખી જાય. ( વિક્ટોરીઆ ). ( ૬ ).

જેના સદગુણ રાજનું મંડળ દયા ભરેલું મઝાનું દેખાવડું જણાય છે; એને ચિતેચોગણી હિમ્મત વધજો, ને મહારાજ ( ઇશ્વર ) એનું સારૂં રક્ષણ કરો. ( વિક્ટોરીઆ ). ( ૭ ).

જેનો નાશ નહીંજ થાય એવો જેમ વેલો વધે, તેમ એનો પરિવાર વધજો; દલપતરામ કવિ કેહે સઘળા સારા માણસો, બોલો એકવાર વિક્ટોરીઆ રાણીની જે, જે જે ( વિક્ટોરીઆ ) ( ૮ ).

**પાઠ ૩ જો.**

જાહેરનામું (ના) ઢંઢેરો.
રાજ્યકારભાર ( ના ) રાજ્ય વહીવટ.
નામદાર ( વિ ) માનવંત.
સ્થાપન ( ના ) મંડાણ, શરૂઆત.
હેતુ(ના)મતલબ, કારણ.
વ્યવસ્થા (ના) બંદોબસ્ત.
ઇતિહાસ ( ના ) તવારીખ, વૃત્તાંત.
વતી ( અ ) તરફથી.
અધિકાર ( ના ) સત્તા.
પાર્લામેન્ટ ( ના ) રાજસભા.
સનંદ ( ના ) પરવાનો.
કૈસરેહિન્દ ( ના ) શેહનશાહબાનુ.
ઇલ્કાબ ( ના ) ખેતાબ.
દરબાર (ના) રાજસભા.
ઠાઠ ( ના ) ભપકો, દબદબો,

**પાઠ ૪ થો.**

અલાહાબાદ(ના) પ્રયાગ.
માલકા ( ના ) રાણી.
માઆઝમા ( ના ) મહાન કે મોટી.
ઇંગ્લિસ્તાન ( ના ) ઇંગ્રેજોનો દેશ, ઇંગ્લાન્ડ.
સરદાર (ના) જાગીરદાર.
પ્રસિદ્ધ ( વિ ) જાણીતું, ખુલ્લુ.
ગવરનર જનરલ ( ના ) વાઇસરોય, મુખ્ય સુબો, વડો હાકેમ.
સાદર ( ના ) જાહેર.
દર ( અ ) માં.
ઇજલાસ ( ના ) બેઠક.
સંયુક્ત.( વિ ) જોડેલું.
વસાહતી ( ક્રિ ) વસ્તી.
ઉપરાજ્યો ( ના ) ખંડીઆ મુલકો.
ધર્મસંરક્ષક (ના) ધર્માચરણમાંથી હરકત દુર કરનાર.
મહત્વ ( ના ) જરૂરના.
સ્પિરિચ્યુઅલ ( ના ) ધર્મખાતાના વડા અધિકારીઓ, આચાર્યો.

ટેમ્પરલ ( ના ) સામાન્ય અમીરો.
કોમન ( ના ) લોકોએ પસંદ કરેલા મુખ્યસારો.
અનુમત ( ના ) સંમતી.
વારસો ( ના ) વંશજો.
જાયનિશી ( ના ) પાછળ ગાદીપર બેસનારા.
ઇમાન ( ના ) આકીન.
વિશ્વાસુ ( વિ ) ભરોસા લાયક.
વકોંટ ( ના ) અમીરની એક પદવીનું નામ છે.
યોગ્યતા ( ના ) લાયકી.
શાહાણપણ ( ના ) ડહાપણ.
સ્ટેટ સેક્રેટરી ( ના ) હિન્દુસ્તાનનો પ્રધાન.
નીમેલા ( ક્રિ ) મુકરર કરેલા, ઠરાવેલા.

**પાઠ ૫ મો.**

રજવાડા ( ના ) દેશી સંસ્થાન.
તહનામાં ( ના ) લખેલો સલાહનો કોલકરાર.
કરારનામાં ( ના ) સંધી, સરતપટા.
ધક્કો ( ના ) નુકસાન.
અધિકાર ( ના ) સત્તા
દરજ્જો ( ના ) પદવી, હોદ્દો.
મરતબો ( ના ) મોભો, આબરૂ.
આબાદાની ( ના ) ચઢતી, સુખશાંતી.
બઢતી ( ના ) વૃદ્ધી, ચઢતી.
સ્વસ્થતા ( ના ) શાંતી, નિરાંત.
વ્યવસ્થા ( ના ) ગોઠવણ, બંદોબસ્ત.
અવશ્ય ( અ ) જરૂર.
વાસ્તવિક રીતે ( અ ) ખરી રીતે.
અંતકરણ ( ના ) ખરા દીલ.
સમાધાન ( ના ) શાંતી.
સ્વીકાર (ના) અંગીકાર.
આશ્રય ( ના ) મદદ, આશરો.
નિષ્પક્ષપાત ( અ ) તરફદારી ન કરે તેવો.

**પાઠ ૬ ઠ્ઠો.**

પ્રમાણિકપણે ( અ ) સચાઇથી.
અનુકૂળ (વિ) જોગવાઈ.
બેહિકત ( અ ) વગર હરકતે.
સુરક્ષિત ( વિ ) સારી સંભાળ.
ફસાવ્યા ( ક્રિ ) ઠગ્યા.
પ્રવૃત ( કૃ ) ઉશકેર્યા.
પ્રાપ્ત ( કૃ ) મળ્યા.
સામર્થ્ય (ના) બળ, જોર.
ખુનરેજી ( ના ) કાપાકાપી, કતલ.
ગુન્હેગાર (ના) અપરાધી.
કબુલમંજુર ( વિ ) માન્ય છે.

**પાઠ ૭ મો.**

પ્રત્યક્ષ ( વિ ) સાક્ષાત, સીધા, સન્મૂખ.
વિરૂદ્ધ (વિ) ઉલટુ, સામુ.
આગેવાન ( ના ) મુખી.
જીવદાન (ના) પ્રાણદાન.
બેઇમાન ( વિ ) અપ્રમાણીક, બેવફા.
રહેમ ( ના ) દયા.
ઉત્તેજન ( ના ) મદદ.
લોકોપયોગી ( ના ) સાર્વજનિક, સર્વોપયોગી.
કૃતજ્ઞતા ( ના ) બેવફાદારી, કૃતઘ્નીપણું.
કલ્યાણ ( ના ) ભલુ.
શક્તિમાન ( ના ) સમર્થ.

| | | |
|---|---|---|
| ા ( ના ) અરજ, | મીઠાં ( વિ ) નરમાસ | દુર્ગુણ ( ના ) નઠારા આ- |
| નંતી. | ભરેલા. | ચરણ, ખરાબ ગુણ. |
| **ાઠ ૮ મો.** | વચન ( ના ) શબ્દ. | ચાલ ( ના ) રીતભાત. |
| વિ ) સાચું. | લેહ ( ના ) ધ્યાન. | ગમતી (કૃ) પસંદ પડતી. |
| ( ના ) હિમ્મત. | વખતસર ( અ ) બરાબર | જલદી ( અ ) તરત. |
| ા ( ના ) ઠોબરો | વખતે. | ફાયદો ( ના ) નફો. |
| ( ના ) જોસ્તાન. | ખોટું ( વિ ) ખરાબ. | છુટ્ટી ( ના ) રજા. |
| ાટમાં ચોપડીઓ | છેતર્યા ( કૃ ) ઉડાવ્યા. | કેડે ( અ ) પછી. |
| ારે ઘાલેલું તે ). | ભૂંડું ( વિ ) માઠું. | ડાહ્યો ( વિ ) શાણો. |
| ાતો ( કૃ ) બકતો. | ઉલટો ( વિ ) સામો. | દુનિયા ( ના ) પૃથ્વી. |
| જ ( ના ) તોર. | પાડ ( ના ) ઉપકાર. | ભલો ( વિ ) નીતીની |
| ( કૃ ) અડકતી. | વાંક ( ના ) તકસીર. | રાહે ચાલનાર. |
| વિ ) મુગા. | અટકાવ્યો (ક્રિ) ખાળ્યો. | મશ્કરી ( ના ) મજાક. |
| ( ના ) રીસ. | વર્ગ ( ના ) કલાસ. | વહાલો ( વિ ) પ્યારો. |
| વાજબી, બરાબર | પક્કી ( વિ ) ખરેખરી. | ગુણ ( ના ) ફાયદો. |
| ( કૃ ) હળીમળીને | ખાતરી ( ના ) પતીજ. | કદાપિ ( અ ) કદાચ. |
| ાતુ. | પરીક્ષા ( ના ) તપાસ. | આખરે ( અ ) છેલ્લે. |
| ૧ ( ના ) દાખલા | ઠરાવ્યું ( કૃ ) નક્કી કીધું. | ચાહે ( ક્રિ ) પસંદ કરે. |
| ના) પથ્થર પાટી. | મદદ ( ના ) સહાય. | કંકાસ ( ના ) કજીઓ. |
| ી ( વિ ) બરાબર. | માઠું ( ના ) ખરાબ | ટેવ ( ના ) આદત, ખો. |
| જબી ( વિ ) ખોટું. | ભૂલ ( ના ) ચુક. | **પાઠ ૧૧ મો.** |
| ણ ( ના ) અક્કલ. | ભલા ( વિ ) સારા. | પક્ષી ( ના ) પાંખવાળા |
| ( ના ) સબબ. | હમેશા ( અ ) રોજ. | પશુ. |
| ા ( ના ) ઉત્તર. | **પાઠ ૧૦ મો.** | પશુ ( ના ) ચોપગાં જા- |
| **ાઠ ૯ મો.** | | નવર. |
| ના ) રાતનું ભો- | યત્ન ( ના ) મેહેનત. | વાળ ( ના ) બાલ. |
| ા. | સુધારો ( ના ) સારી હા- | રૂવાં ( ના ) ઝીણા ઝીણા |
| ના ) ગુસ્સો. | લતમાં આવવું તે. | બાલ. |
| (ક્રિ) નરમ પડ્યો. | હાંસી ( ના ) મજાક. | બરડો ( ના ) પીઠ. |

**કરોડ** ( ના ) બરડાની વચમાંનું હાડકું [પશુ
**પ્રાણી** ( ના ) જીવવાળા
**અવતરે** ( ક્રિ ) જન્મે.
**સેવે** ( ક્રિ ) હુંફાળા રાખે.
**ગર** ( ના ) માવો.
**પોલાં** ( વિ ) પોકળ.
**શ્વાસ** ( ના ) દમ.
**છિદ્રો** ( ના ) કાણાં.
**ફેર** ( ના ) તફાવત.
**અણીઆળી** ( વિ ) અણી વાળી.
**કઠણ** ( વિ ) મજબુત.
**ગીધ** ( ના ) લોહી માસ ખાનારૂં મોટું પક્ષી.
**લક્કડખોદ** ( ના ) એક જાતનું પક્ષી
**સંધાઈ** ( કૃ ) જોડાઈ.
**મથાળે** ( ના ) ઉપલા ભાગ ઉપર.
**ચિત્ર** (ના) નમુનો, છબી.

## પાઠ ૧૨ મો.

**સિંધવ** ( ના ) એક જાતનો ખાર.
**ખાણ** ( ના ) જેમાથી સિંધવ નીકળે છે તે ખાડો.
**પ્રદેશ** ( ના ) મ્હોટો દેશ.
**ભાગ્યે** ( અ ) કદાચ.
**વપરાશમાં** ( ના ) વાપરવામાં, ખર્ચમાં.
**ઓગાળીને** ( કૃ ) પીગાળીને, રસકરીને.
**વિલાયત** ( ના ) અંગ્રેજ લોકોનો દેશ.
**બળતણ** ( ના ) બાળવાના પદાર્થ.
**ફેર** ( ના ) તફાવત.

## પાઠ ૧૩ મો.

**ટીશીઓ** ( ના ) અણીવાળા ફણગા.
**પાનખર** ( ના ) ઝાડના પાંતરાં ખરી જાય તે મોસમ.
**ઋતુ** ( ના ) મોસમ, રત્ત.
**પાંદડાં** ( ના ) પાંતરાં.
**તપાશ** ( ના ) તજવીજ.
**કુંપળ** ( ના ) ફણગો.
**ત્યારકેડે** (અ) ત્યારપછી
**ચાકુ** ( ના ) ચપ્પુ, છરી.
**ભાગ** ( ના ) કકડા.

## પાઠ ૧૪ મો.

**હુંફાળી** ( વિ ) ગરમ.
**ચોંટી** ( કૃ ) વળગી.
**ટાઢ** ( ના ) ઠંડ.
**જાળવે** ( ક્રિ ) સાચવે.
**હુંફ** ( ના ) ગરમી.
**ધાબળી** ( ના ) ઊનનું લુગડું.
**અસલ** ( અ ) આગળ.
**ઓળખે** ( ક્રિ ) જાણે.
**આકાર** ( ના ) ઘાટ.
**સુંદર** ( વિ ) સારાં.
**કરમાઇને** ( કૃ ) ચીમળાઇને.
**જગત્કર્તા** (ના) જગતનો બનાવનાર ઇશ્વર

## પાઠ ૧૫ મો.

**સુરત** ( ના ) ગુજરાતમાં તાપી નદીઉપર મોટું શેહેર છે.
**સબબ** ( ના ) કારણ.
**લાતી** (ના) વખાર, કોઠી.
**માજી** ( વિ ) આગલો, આગળ થઇ ગયેલો.
**મુખ** ( ના ) મોઢું.
**મેલ** ( ના ) પોણો ગાઊ.
**અંતરે** ( અ ) છેટે.
**પહેલાં** ( અ ) આગળ.
**નામીચું** (વિ) પંકાયલું.
**વેપાર** ( ના ) રોજગાર.
**આફતો** (ના) અડચણો.
**હાલત** ( ના ) સ્થિતિ.
**સરખી** ( વિ ) જેવી.
**બારામાં** (ના) ખાડીમાં.

રેતીનાઢાંડા (ના) રેતીના ટેકરા.
પૂરાઈ ( કૃ ) દટાઈ.
મ્યુનસિપાલિટી ( ના ) શેહેર સુધરાઈ ખાતું.
બગીચો ( ના ) બાગ.
મનોહર ( વિ ) સુંદર.
મથક (ના) મુખ્ય ઠેકાણું
નબળા ( વિ ) લુલો.
કોટવાલ ( ના ) મોટો ફોજદાર.
બહાદુર ( વિ ) જોરાવર.
સરકાર ( ના ) રાજા.
રજા ( ના ) પરવાનગી.
અડચણો (ના) હરકતો.
મટાડવાને ( કૃ ) દુર કરવાને.
કિલ્લો ( ના ) સરકારી લશ્કર વગેરે રાખવાનો ગઢ.
આસ પાસ (અ) ચોતરફ.
ખાઇ (ના) ઊંડી ખાડી.
ઉપાડી ( કૃ ) ઊંચકી.
કલેક્ટર ( ના ) જીલ્લાની જમાબંધી તપાસીને એકઠી કરનાર.
માજિસ્ટ્રેટ ( ના ) ફોજદારી કામ કરનાર અધિકારી.

આસિસ્ટંટો (ના) મદદગારો. [ દારો.
કામદારો ( ના ) અમલ-
કચેરી ( ના ) દરબાર.
કોઠી (ના) લાતી, વખાર.
વલંદા ( ના ) ડચ લોકો
બંદર ( ના ) નદી કે દરીઆ કાંઠે આવેલું શેહેર.
વલંદાવાડ ( ના ) ડચ લોક રહે તે શેરી.
ફિરંગી ( ના ) પોરટુગાલ દેશના લોકો.

પાઠ ૧૬ મો.

અમલદાર ( ના ) હકુમત કરનાર. [ નામ છે.
દરિયામહેલ (ના) મેહેલનું
રેલવે (ના) લોઢાની સડકનો બાંધેલો રસ્તો.
યૂરોપીઅન ( ના ) અંગ્રેજ; યુરોપના રહેવાસી.
ડક્કો ( ના ) માલઉતારવા ચહડાવવાસારૂ બાંધેલો ઘાટ.
ફુરજો ( ના ) માંડવી, વાહાણુમાં આવતા માલ વગેરેપર જકાત લેવાનું ઠેકાણું.

મુગલાઇ ( વિ ) મોગલ લોકોની.
ઇમારતો (ના) સારીઊંચી બાંધણીના મકાનો.
મુખ્ય ( વિ ) મોટું.
મરામત (ના ) સમારવું.
દેખાવ ( ના ) શોભા.
શરિયામ ( વિ ) ધોરી.
સીધા ( વિ ) પાધરા.
મ્યુનિસિપાલ (વિ) શેહેર સુધારવાનું ખાતું.
ખાતું ( ના ) કારખાનું, કામટી.
સ્ટેશન. ( ના ) આગગાડીએ ચઢવાનું કે ત્યાંથી ઉતારવાનું ઠેકાણું.
સડક ( ના ) બાંધેલો સીધો રસ્તો.
ખરેખર ( અ ) ખચિત.
વખાણવા ( કૃ ) તારીફ કરવા.
લાયક ( વિ ) ઘટારત.
ગૃહસ્થ ( ના ) સજ્જન.
મકાન (ના) ઘર, મુકામ.
મિનારો ( ના ) બુરજ .(ટાવર ).
ઊંચ ( ના ) ઊંચીજાત (વાણીઆ બ્રાહ્મણ).
વર્ણ ( ના ) જાત.

વહોરા ( ના ) હોરાલોક.
સરસ ( વિ ) સારા.
લક્કડ ( ના ) લાકડા.
દેશાવર ( ના ) પરદેશ.
કમી ( વિ ) ઓછું
નિરૂપયોગી (વિ) નકામો.
બારકસો ( ના ) મોટા વાહણો.
આગગાડી ( ના ) દેવતા ને પાણીના જોરથી ચાલતી ગાડી.
રેશમ ( ના ) હીર.
ભારે ( વિ ) કિમતી.
મૂલ ( ના ) કિંમત.
માર્ફત ( અ ) હસ્તક.
કાતવાના ( કૃ ) સુતર બનાવવાના.[વવાના.
વણુવાના(કૃ)લુગડાં બના
લાભ (ના) નફો, ફાયદો.
સંભવ(અ)વકી, આશા.

**પાઠ ૧૭ મો.**

સંપ ( ના ) એક મત એકકો.
મંત્રી ( ના ) પ્રધાન.
નૃપ ( ના ) રાજા.
ચખ ( ના ) આંખ.
નિજ ( વિ ) પોતાના.
ભ્રાત ( ના ) ભાઈ.
આદિક ( અ ) એશિવાય
પ્રધાન ( ના ) વજીર.
સંવત ( ના ) વિક્રમનો સન, (હાલ ૧૯૫૮.)
સૈકે ( ના ) સદી.
સાલ ( ના ) વરસ.
દિલ્લી ( ના ) હિંદુસ્તાનમાં જમના નદી ઉપર શેહેર છે.
અલાઉદ્દીન ( ના ) ખીલજી વંશનો બીજો બાદશાહ.
તખ્ત (ના) રાજ્યગાદી
મલેક ( ના ) મલેકકાફુર, ખીલજી વંશનો ત્રિજો બાદશાહ.
જેબ ( અ ) જેવારે, તેવારે.
અમલ ( ના ) રાજ, હકુમત.
રૂચિ ( ના ) ભાવ, ઇચ્છા.
વિખ ( ના ) ઝેર.
શાહ ( ના ) બાદશાહ.
શાહજાદો ( ના ) બાદશાહનો છોકરો
એક માસ દિન પચ(વિ) પાંત્રિસ દિવસ.
સંપજે ( ક્રિ ) ઉપજે.
સેવ્યો ( ક્રિ ) રાખ્યો.
વણ ( અ ) વગર.
કુંવર ( ના ) રાજાનો છોકરો.
હણ્યો ( ક્રિ ) માર્યો.
પિતુમાતે (ના) માબાપે.
શુભ ( વિ ) સારૂં.
સેવતે ( કૃ ) રાખતા.
રંક(ના)ગરીબ માણસ.
પીડાય (કૃ) દુઃખી થાય.
ધન ( ના ) પૈસા, દ્રવ્ય.
ધારતું ( કૃ ) વિચારતું.
થકી ( અ ) થી.

## ( કવિતાની સમજુતી ). ( ૨ ).

જ્યારે **વિક્રમાજીત** સંવત ૧૩૫૧ નું વર્ષ હતું ત્યારે દિલ્લીના રાજ્યની ગાદી ઉપર અલાઉદ્દીન બાદશાહ બેઠો; એટલે તેના વજીર મલેકકાફુરને રાજ્ય કરવાની મરજી થઈ, તેથી તેણે અલાઉદ્દીન બાદશાહને ઝેર ખવાડીને મારી નાંખ્યો, ને તેના છોકરાની આંખ પણ ફોડી નાંખી; પણ પછી તે

અલેકકાફુર ફકત પાંત્રિસ દહાડા રાજ્ય કરીને ખરાબ રીતે મુઓ, માટે ખચિત વિચારીને જુવો કે સંપ મૂકી ને કામ કરે તો કદી સુખ થાય નહીં. ( ૧ ).

દિલ્લી શેહેર વગેરે બીજા દેશોમાં આજ સુધીમાં જે જે રાજાએ થયા તેઓમો જેમણે સંપ રાખ્યો નહીં તેઓ બધા વગર મોતે ( કમોતે ) મૂઆ; તેમાં કોઈ રાજાને પોતાના છોકરાએ માર્યો; અને કોઇને પોતાના ભાઇએ માર્યો; તેમ કોઈ રાજાને પોતાના વજીરે માર્યો; તેમ કોઇને પોતાના મા બાપે માર્યો. એ પ્રમાણે સારી રીતે સંપ રાખતા નથી. તો રાજા અને રંક એટલે ( પૈસાદાર અને ગરીબ ) બંનેજણ દુઃખી થાય છે; પૈસા થકી સુખ થાય છે એવું કોઇ વિચારતું નથી, પણ સંપ રાખેથીજ સુખ થાયછે. ( ૨ ).

### પાઠ ૧૮ મો.

મગર ( ના ) નદી કે દરીઆમાં રેહેનારૂં મોટું જાનવર.
અદભુત(વિ) અજાએબ.
તાપ ( ના ) ગરમી.
ગરોળી ( ના ) ધીરોડી.
વેંત ( ના ) બીલસ.
બીંગડાં ( ના ) જાડાપડ.
ફાડ ( ના ) ચીરો.
તીણા ( વિ) અણીવાળા.
મગરી ( ના ) મગરની માદા.
સેવાય (ક્રિ) હુંફાળા થાય.
મિસર ( ના ) આફ્રિકાખંડમાં શેહેર છે.
ઇકન્યૂમન ( ના ) ઝીણાં જીવડાં.
ખોળી ( કૃ ) શોધી.
ખબરદાર ( વિ ) હોંશીયાર.
પૂજા ( ના ) સેવા.
માર્ગ ( ના ) રસ્તો.
સેંકડો (વિ) હજારો, સો.

### પાઠ ૧૯ મો.

ભગત (ના) ભક્તિ કરનારો માણસ.
વ્યાધિ ( ના ) રોગ.
સ્થિર ( વિ ) હાલે ચાલે નહીં તે.
સડેલા ( વિ ) કોહેલા.
તલપ ( ના ) ડાફું.
ધસડી ( કૃ ) તાણી.
મુડદાં ( ના ) મરી ગયલા માણસ.
દુર્ગંધ(ના) ખરાબ વાસ.
મરકી ( ના ) મરવાનો રોળ.
ખુશબોદાર (વિ) સુગંધવાળો.
ભાતભાતના (વિ) તરેહતરેહના.
પ્રસાદ ( ના ) ચોખ્ખુ ખાવાનું, નઇવેદ.
ધરાવતા ( ક્રિ ) ખાવાનેમુકતા.
ભોજન ( ના ) જંબાનું.
મસ્ત ( વિ ) જબરા.
પાળ ( ના ) કારણ.
જાળવવા ( કૃ ) સાચવી રાખવા.
ભરણપોષણ ( ના ) ગુજરાન.

### પાઠ ૨૦ મો.

પોલાદ ( ના ) એક જાતના લોખંડનું નામ, તીખું લોઢું ( જેના હથીયારો બને છે તે.)
કાચી ધાતુ ( ના ) ખાણમાંથી નીકળે તેવી માટી સાથે ભળેલી ધાતુ.
વર્ણન ( ના ) બ્યાન.
ભરતરનું લોઢું ( ના ) બીડનું લોખંડ (જેના પાણીના નળો વગરે થાય છે તે.)
ઘડતરનું લોઢું ( ના ) ઘડવાનુ લોખંડ.
ઓજાર ( ના ) હથીયાર.
પીગળે ( અ ) ઓગળે.
પોલાણ ( વિ ) પોકલ.
પ્લાટેગો ( ના ) એક જાતની ધાતુ.
બીબાં ( ના ) ખાનાં.
ગઠ્ઠા ( ના ) ગાંગડા.
સહેલાઈથી ( અ ) થોડી મેહેનતે.
જ્વાળામુખી ( ના ) બળતા મ્હોનો પહાડ.
યંત્ર ( ના ) સંચા.

### પાઠ ૨૧ મો.

આશ્ચર્ય ( ના ) નવાઈ.
વરાળયંત્ર ( ના ) બાફથી ચાલતો સંચો.
સફાઈદાર ( વિ ) ચોખ્ખું
હુશિયાર ( વિ ) ખબરદાર.
મસજીદ ( ના ) મસીદ, નીમાજ પઢવાનું ઠેકાણું.
લેખ ( ના ) લખાણ.
કળાકૌશલ્ય ( ના ) કારીગરી, હુન્નર.
ગંજાવર ( વિ ) મોટો.
સ્થિતિસ્થાપક ( વિ ) કંઈ ચીજને વાળીએ કે મરડીએ તોપણ તે પાછી હતી તેવી થઈ જાય એવો પદાર્થમાં જે ગુણ તે.
સાવચેતી ( ના ) હુશિયારી.

### પાઠ ૨૨ મો.

બંદીવાન ( ના ) કેદી
ઈતરાજી ( ના ) ગેર મેહેરબાની.
ઓસાર ( ના ) પોહોળાઈ.
વિશ્વાસ ( ના ) ભરોસો.
સમાગમ ( ના ) સોબત.
દારોગો ( ના ) કેદખાનાનો ઉપરી.
બાકું ( ના ) મોટું કાણું.
પારિસ ( ના ) ફ્રાન્સનું મોટું શેહેર.
બંદીખાનું ( ના ) કેદખાનું.
કેદ ( ના ) પરેજ.
કેદી ( ના ) બંધીવાન.
કોટડી ( ના ) નાની ઓરડી.
સોબત ( ના ) સંગત.
અકળાતો (કૃ) ગભરાતો.
ફાટ ( ના ) ચીરો.

### પાઠ ૨૩ મો.

ડોળ ( ના ) ભપકો.
હિમાયતી ( ના ) વાલી, હિમ્મત આપનાર.
સ્વાદ ( ના ) લેહેજતદાર.
હળી ( કૃ ) મળી.
દેખાયો ( કૃ ) જણાયો.
જુક્તિ ( ના ) તદબીર.
મોકળે મને=બીક વગર. ખુલે દીલ્લે.
ધશીને ( કૃ ) દોડીને.
પાધરી ( અ ) તુરતજ.
ખેંચાખેંચ ( ના ) તાણાતાણ.
રાવ ( ના ) ફરીયાદ, દાદ.
મગદૂર ( ના ) તાકાત.
ઝૂટવી ( કૃ ) છીનવી.

૨૮૩



લાજ ( ના ) શરમ.
કુદકો ( ના ) છલંગ.
રમુજ ( ના ) ગમત.
વીસરી ( ક્રૃ ) ભુલી.

## પાઠ ૨૪ મો.

સુગ ( ના ) ઓકારી, ચીતળી.
એકાંત ( વિ ) એકલા.
સારાંશ ( ના૦ ) ટુકી મતલબ. ટુંકસાર.
નર્યા ( વિ ) બીલકુલ.
રીઝવવું ( ક્રૃ ) ખુશ કરવું.
હાડછેડ ( ના ) તિરસ્કાર.
વિજોગ ( ના ) જુદા પડવું.
હીજરાવું ( ક્રિ ) દુભાવું, દલગીર રેહેવું.
રહેતે રહેતે ( અ ) ધીમે ધીમે.
અઠવાડીઆ (ના) સાત દહાડા.
પખવાડીઆ (ના) પંદર દહાડા.
રકાબી ( ના ) નાની થાળી.
ગંદી ( વિ ) ગોજી.
પિરશીને ( ક્રૃ ) મુકીને.
ગમત ( ના ) રમૂજ.
મરજી ( ના ) ઇચ્છા.
સંસાર ( ના ) દુનિઆ.
નિરાંત ( ના ) ચેન.
કમનસીબ=ભાગ્યહીણુ.
ઝાઝા ( વિ ) ઘણા.
વેગળેની ( અ ) આઘેની.
પોકે પોક (વિ) મોટેસાદે.
રોયો ( ક્રિ ) રડયો.
સોબતી ( ના ) સાથી.
વાસ ( ના ) રેહેઠાણ.
અકળામણ=ગભરામણ.
અણખત ( ના ) ધીકાર, હાડછેડ.

## પાઠ ૨૫ મો.

સરાણ (ના) હથિઆરો ને ધાર કાઢવાનું ગોળ ચક્કર.
છીણી ( ના ) ધાતુ કાપવાનું હથિઆર.
રેતરડી ( ના ) કાનસ.
કરવત ( ના ) વેહેરી કાઢવાનું હથિઆર.
કટારી ( ના ) કટાર, ઘોચીને મારવાનું હથિઆર.
પાળીઓ (ના) ચપ્પુઓ.
ગણતરી ( ના ) હિસાબ.
કારીગરી (ના) હીકમત.
ચળકતું (વિ) તેજ કરતું.
કોશ ( ના ) નરાજ.

## પાઠ ૨૬ મો.

ભરૂચ ( ના ) ગુજરાતમાં નર્મદા નદીઉપર શેહેર છે.
મરામત ( ના ) સમારવું.
પનો ( ના ) પોહોળાઇ.
નર્મદા ( ના ) રેવા નદી.
આજુ બાજુ (અ) આસ પાસ.
કોશ ( ના ) ગાઉ.
રળિયામણું ( વિ ) શોભીવંતુ.
મજબૂત ( વિ ) જોરાવર.
સમરાવેછે=મરામત કરાવેછે.
નિશાન ( ના ) એધાણી.
પાઘડીપન્હે ( ના ) પાઘડીના પના જેવું, એટલે પાઘડી લંબાણમાં ઘણી ને પોહોળાણમાં ટુકી તેવું.
ઘેરાવો (ના) ફરતો ઘેર.
સુમારે ( અ ) આસરે
મુશ્કેલી (ના) અડચણ.
ઢોળાવ (ના) ઢોળાવો, ઊંચો ઢળતો ટેકરો

સાહુકાર (ના) પૈસાવાળો, આબરૂદાર ગૃહસ્થ.
હવેલી (ના) ઊંચી બાંધણીનું ઘર.
જોરતી (વિ) વધારે.
યજ્ઞ (ના) હોમ.
દશાશ્વમેધ=દશવાર અશ્વમેધ યજ્ઞ થયલી જગ્યાનું નામ.
ભૃગુઋષિ (ના) શુક્રાચાર્ય.
અદાલત (ના) ઈનસાફ કરવાનું ઠેકાણું.
અવસ્થા (ના) હાલત.
મ્યુનિસિપલ (વિ) શેહેર સુધારવાનું ખાતું.
કમિટી (ના) ખાતું, મંડળી

**પાઠ ૨૭ મો.**

ભૃગુપુર (ના) ભરૂચ
સફરી (ના) લાંબી મુસાફરી કરનારા.
સુતરાઉ (ના) સુતરનું બનેલું.
પોષાતી (કૃ) પરવડતી, પાલવતી.
વણાટની સુજની (ના) હાથના વણતરની રૂ સાથેની પાતળી ઓડ્ઢી અથવા રજાઇ.
લોઢવાનું (કૃ) પીલવાનું.
હલ્લામાં (ના) ચઢાઈ, હુમલો.
લગભગ (અ) આશરે.
બૌદ્ધ (ના) બુદ્ધે સ્થાપેલો ધર્મ
મઠો (ના) આશ્રમ.
સ્વતંત્ર (ના) આપઅખત્યારી.
કબજામાં (ના) તાબામાં.

**પાઠ ૨૮ મો.**

હકીકત (ના) બ્યાન, હેવાલ.
ગમત (વિ) ખુશ લાગે એવી.
વિદ્વાન (ના) ભણેલો માણસ, પંડિત.
પેઢુ (ના) પેટ આગળની જગો.
અચરજ (ના) નવાઈ.
વાળવું (ક્રિ) મરડવું.
પોત (ના) કુમાસ.
નાજુક (વિ) કોમળ.
બદ્દ (વિ) જબરી.
પતંગીઆ (ના) ઉડતાં જીવડાં.
ચકચકિત (વિ) ચળકતી
પોષણ (ના) ગુજરાન.
રેશમ (ના) હીર.
કોહેલી (વિ) સડેલી.

**પાઠ ૨૯ મો.**

દયા (ના) મેહેર.
મદાંધ (વિ) અહંકારમાં આંધળા.
ઈશ (ના) પ્રભુ.
અવયવ (ના) શરીરના [ભાગો.
ઉદાર (વિ) સખી.
ચર્ણ (ના) પગ.
પ્રયત્ન (ના) મહેનત.
પીડા (ના) દુઃખ.
પીડાય (ના) દુઃખી થાય.
પિંડ (ના) આત્મા.
બાપડો (ના) બિચારો.
જીવ (ના) પ્રાણી.
રચ્યા (ક્રિ) બનાવ્યા.
લગીર (વિ) જરાક.
અધિક (વિ) વધારે.
બીક (ના) ડર.
ઉર (ના) દિલ.
ધરો (ક્ર) મુકો.
ધોબ (અ) ધબ્બદઇને.
ધારીને (કૃ) તાકીને.
ખુશી (વિ) મગન.
મિત્ર (ના) દોસ્તદાર.
ઘાત (ના) હત્યા, મારવું.
વિશેષ (વિ) વધારે.
વર્ણવો (ક્રિ) વિસ્તારો.
વખાણીને (કૃ) સારૂ કહીને, તારીફ કરીને.

| | | |
|---|---|---|
| બનાવનાર(ના)પેદાકરનાર | વેદના ( ના ) દુઃખ. | પાય ( ના ) પગ. |
| મળેલ ( કૃ ) મળેલો. | ક્રૂર ( વિ ) ઘાતકી. | પરોવી ( કૃ ) ઘોચી. |
| પ્યાર ( ના ) હેત. | કર્મ ( ના ) કામ. | ખેલ ( ના ) રમત. |
| દીધેલ ( કૃ ) દીધેલા. | પિછાણીને ( કૃ ) જાણીને. | ખોડીને(કૃ)ખોડોકરીને |
| ગજાથી (ના ) શક્તિથી. | અધર્મ ( વિ ) ખોટું | નિશાન (ના) એંધાણી. |
| ભાર ( ના ) બોજો. | જંતુ ( ના ) જીવડા. | વિનાશ ( ના ) નાશ. |

## ( કવિતાની સમજુતી ). ( ૩ ).

જુઓ કે દુઃખે કરીને જેમ આપણા શરીરનો આત્મા દુઃખી થાય છે; તેમજ બિચારા પ્રાણી ( પશુ ) ને દુઃખી કર્યાથી તે પણ દુઃખી થાય છે. તમે અહંકારથી આંધળા ( છાકેલા ) થઇને જરૂર તે પશુ જાણીને તેને મારતા નહીં; અરે ભાઇઓ મનમાં જરા મેહેર લાવો ને પ્રાણીને દુઃખ ના દેઓ૦ ( ૧ ).

જુઓ કે ઈશ્વરે આપણા શરીરના સઘળા ભાગો બનાવ્યા છે; અને તમો હજારો ઉપાય કરશો પણ તેમાંનો એક પણ ભાગ તમારાથી બનવાનો નથી:—તે માટે વિચાર કરી મનમાં જરા વધારે ડર લાવીને અરે ભાઇઓ મનમાં જરા૦ ( ૨ ).

બિચારાં પશુને અનાથ જાણીને ધબદઇને તેનાઉપર પગ ના મુકો ને કોઈ જીવ કે પશુને મારીને ખચિત તમે મનમાં ખુશી થશો નહીં; મારવાની વાત વખાણીને તેને ઘણી લાંબી ચરચાવો નહીં; અરે ભાઇઓ મનમાં જરા૦ ( ૩ ).

આપણો ને તેનો ( પશુ ) નો બનાવનાર એકજ ઇશ્વર છે; તેમ તેની ઉદારતાનો પ્યાર તેને પણ મળેલો છે; પરમેશ્વરનું આપેલું સુખ ભોગવીને મજેથી તે ફર્યા હર્યા કરેછે;—અરે ભાઇઓ મનમાં જરા૦ ( ૪ ).

પશુના બળ ઉપરાંત બોજો ભરીને તેને કેમ માર મારીએ ને તે બિચારાને જે દુઃખ થાયછે તેનો મનમાં જરાં વિચાર કરીએ;—કંઇ પણ ઘાતકી કામ પાપનું જાણીને તે કરો નહીં; અરે ભાઇઓ મનમાં જરા૦ ( ૫ ).

જીવડાના પગ પાંખ તોડી જે ખોટું અધર્મ કામ કરે; ને તેનો પગ ખોડો કરી શૂળમાં ઘોચી ખરાબ કામ બનાવે, પછી નિશાન મૂકી તીર મારીને તેનો નાશ કરે; અરે ભાઇઓ મનમાં જરા મેહેર લાવો૦ ( ૬ ).

**પાઠ ૩૦ મો.**

હિંદુસ્તાન ( ના ) એશિયા ખંડની દક્ષિણે દેશ છે.
ત્રણ ખૂણીઆ ( વિ ) ત્રણ ખુણા જેવો.
અગ્નિ ( ના ) દક્ષિણ ને પૂર્વ વચ્ચેની દશા.
નૈઋત્ય (ના) દક્ષિણ ને પશ્ચિમ વચ્ચેની દિશા
કોણ ( ના ) ખૂણો.
હદ ( ના ) મર્યાદા.
મુસાફરો ( ના ) દેશેદેશ ફરનારા.
વિકટ ( વિ ) ભયંકર.
ડુંગરા ( ના ) મોટા ઊંચા ટેકરા.
પહાડી ( વિ ) ડુંગરા ડુંગરીવાળા.
લડવૈયા(વિ)લડાઇખોર.
સદા ( અ ) રોજ.
બરફ ( ના ) ટાઢથી ઠરી ગયલું પાણી.
ઝાડી ( ના ) ઝાડ એક બીજા સાથે આવીને ગુફા જેવું બનેલું તે
ઝાંખરાં ( ના ) કાંટાંવાળા શૂળો.
રસાળ ( ના ) ફળદ્રુપ.
મેદાન ( ના ) મોટી ખુલ્લી જગો.
ફળાદિ(ના) ફળ વગેરે.
પૂર (ના) પાણીનું ચઢવું.
જળ. ( ના ) પાણી.
ડાંગર ( ના ) ભાત.
કયારડા ( ના ) ખાડા.
નાવડાં ( ના ) હોડકાં.
સીમાડો ( ના ) હદ.
અસલી ( વિ ) જુના.

**પાઠ ૩૧ મો.**

કરિઆણું (ના) વસાણું.
કાચું ( વિ ) સરસ.
કસ ( ના ) રસ.
ભાલોડા ( ના ) ભાલો.
તળેટી ( ના ) તળીઊં.
નીપજ(ના) પાક, પેદાશ.
લલચાઇ ( ક્રૃ ) લોભાઈ.
પર મૂલક(ના)પારકો દેશ
ચિત્તા ( ના ) વાઘ જેવું જાનવર.
નીપજેછે (ક્રિ) પાકેછે.
વનસ્પતિ (ના) લીલોતરી.
જીવે છે(ક્રિ)ગુજારો કરે છે.
નાતો ( ના ) જાતો.
તડ ( ના ) કકડા, ભાગ.

**પાઠ ૩૨ મો.**

અનાર્ય ( ના ) આર્ય નહીં તે ( અપવિત્ર ).
વેદધર્મ ( ના ) બ્રહ્માએ કહેલી ઇશ્વરી આજ્ઞા.
જૈન ( ના ) શ્રાવક.
બેહેદ ( વિ ) ઘણોજ.
કુટુંબ પરિવાર ( ના ) સગા સંબંધી.
આશરો ( ના )આધાર.
ઉદારતા (ના) સખાવત.
પંકાયલા ( વિ ) નામીચા.
જરતોસ્તી ( ના ) પારસી લોકોનો ધર્મ.
પઠાણો ( ના ) કાબુલી લોકો.

પડતી(ના)નબળી હાલત.
કોઠીઓ (ના) વખારો
અવ્યવસ્થા (ના) ગેરબંદોબસ્ત.

**પાઠ ૩૩ મો.**

સ્વદેશ પ્રીતિ (ના) પોતાના વતનપર પ્રેમ.
ભારત (ના) ભરતખંડ.
ભોમ (ના) ભૂમી.
મુજી (ના) કંજુસ.
દાઝ (ના) લાગણી.
શુષ્ક (વિ) સુકુ.
વજ્ર (ના) ઇંદ્રનું હથિઆર.
વિવેકી (ના) ખરૂં ખોટું જાણનાર.
સ્વદેશી (વિ) વતની.
કલ્યાણ (ના) સારૂ.
પેખે (ક્રિ) જુઓ.
સ્વદેશાભિમાની (ના) પોતાના દેશની મમતા રાખનારો.
કમાણી (ના) પેદાશ.
વિદેશે (ના) પરદેશ.
ભાગ્યશાળી (ના) નશીબવાન.
હર્ષ (ના) ખુશી.

## ( કવિતાની સમજુતી. ) ( ૪ ).

સુદંર ભરતખંડમાં હંમેશા રહેનારો એવો કોણ બીચારો હશે કે જે "મારો દેશ ભલો છે, મારી ભૂમી ભલી છે અને એજ મને જીવથી પણ નીરંતર વહાલી છે" એમ નહીં કહેતો હોય? (૧)

જે ભોંયને ભારે મારેછે. જેને દેશની જરાપણ દાઝ નથી, જેનું હૈયું હમેશા વજ્ર જેવું કઠણ અને સુકુ હોયછે અને તેને કેમ જાણે કશુંલેવું દેવું ન હોય તેમ વરતે એવો કોણ કંજુસ હશે? (૨)

કદાપીને ઘણો ધનવાન મ્હોટાં વૈભવવાળો અને રાજકુટુંબી કે રૂપાળો હશે તોપણ વિવેકી પુરૂષોતેને વખાણતા નથી, પણ તે કાગડા કીડાની પેઠે પેટ ભરે છે? (૩)

જે દેશીના દુઃખ ટાળે હમેશાં હજારો જનોને પાળેવળી લોકના સારામાં પોતાનો લાભ ગણે, તે સ્વદેશીને મ્હોટો જાણવો તેવા પુરૂષને પુરા પ્રેમથી કોણ નહીં નીહાળે? (૪)

જેણે દેશની લાગણીમાં પોતાનું જ્ઞાન વાપર્યું નથી. જેણે લોકોને વાસ્તે એક પાઈ પણ વાપરી નથી. જેણે સ્વદેશના મમતાથી કામો પણ કીધાં નથી. તેણે પોતાનો જન્મ ફોકટ ગુમાવ્યો અને એમા શું કમાણી કીધી? (૫)

જેણે પરદેશમાં રહીને ઘણો વખત ગાળ્યો એવો જે રૂડો નસીબવંત પોતાને દેશ જાય અને પોતાથી વીખૂટા પડેલા સગા તથા ભૂમીને ભાવે ભેટે એવા કોને હર્ષના આંસુ નહીં આવતા હશે તે કહો?

### પાઠ ૩૪ મો.

અશોક (ના) ચંદ્ર ગુપ્ત-ના દીકરાનો દીકરો.
રાજ્યધાની (ના) રાજ્ય-નું મુખ્ય શેહેર.
સંગમ ( ના ) બે નદીનું જોડાવું.
પુર ( ના ) રેલ.
મોર્યવંશ ( ના ) મુરા રાણીના વંશજો.
સમર્થ (ના) જોરાવર.
નામાંકિત (વિ) પ્રખ્યાત.
નિરાધાર વિ) અનાથ.
ધર્મશાળા ( ના ) મુસા-ફરખાના.
ચોતરા ( ના ) ચબુતરા.
આશ્રય ( ના ) ઉત્તેજન.
દેશાંતર ( ના ) પરદેશ.
સિંહલદ્વીપ ( ના ) લંકા; સીલોન.
વૃત્તાન્ત ( ના ) હેવાલ.
પરાક્રમ ( ના ) બહાદુરી.
પરોપકારી (ના) બીજા ઉપર ઉપકાર કરનાર.
સ્તંભો ( ના ) થાંભલા.
લિપી ( ના ) અક્ષરો.
લેખ ( ના ) લખાણ.

### પાઠ ૩૫ મો.

ઘાત ( ના ) હત્યા.
વનસ્પતિ ( ના ) ઝાડ પાલો.
નીતિમાન (વિ) ન્યાયથી ચાલનાર.
અદા ( કૃ ) બજાવી.
ઉડાઉપણાથી (ના) હદ ઉપરાંત ખર્ચ કરવો.
નિંદાથી ( ના ) બીજાને દોષ દેવો.
સદાચાર ( ના ) સારી ચાલ ચલગત.
સદ્ગુણી ( વિ ) ભલા.
આગ્રહ ( ના ) બળાત્કાર.
વડીલો (ના) મુરબ્બીઓ.
મુલાકાત(ના)ભેટ,મેલાપ.
મુહૂર્ત ( ના ) સારીઘડી.
વખોડવો (ક્રિ) દોષગાવો, નીંદાકરવી.
પ્રસિદ્ધિ ( ના ) પ્રખ્યાતી.
પરલોક ( ના ) સ્વર્ગ.

### પાઠ ૩૬ મો.

અગર ( ના ) મીઠું પાકે છે તે જગ્યા.
લુણ ( ના ) મીઠું.
ગચીઆં ( ના ) મોટાં ઢેફલા.
પહાણા ( ના ) પથરા.
જગત્કર્ત્તા (ના) જગતનો પેદા કરનાર, ઇશ્વર.
બેતૃતીયાંશ ( વિ ) ત્રણ-ભાગ કરેલા તે માના બે ભાગ.
મહાસાગર ( ના ) મોટો સમુદ્ર ( પૃથ્વીપર એવા પાંચ છે ).
ભંડાર ( ના ) વખાર.
અબરૂ ( વિ ) મુશીબત.
ઝરણ ( ના ) ધીમે ધીમે પાણી વહે તે.
કકડીને ( કૃ ) સખત.
ક્યારડો (ના) ખાડો.
મેલ ( ના ) કુચરો.
પારદર્શક (વિ) જેમાંથી આરપાર જોવાય તે.
છાંટી ( કૃ ) ઓલવી.
વખારો ( ના ) માલ ભરવાનું ઠેકાણું.

### પાઠ ૩૭ મો.

તીર્થ ( ના ) નદી કાં-ઠાની પવિત્ર જગ્યા.
ઘોધવા (ના) મોટા ઘોધ.
સરોવર ( ના ) મોટું તળાવ.
સ્થિર (વિ) હાલે ચાલે નહીં તે.
ઘેરાવો(ના) ફરતો ઘેર.
ઉગમણી (ના) પૂર્વદિશા.

ઝરો ( ના ) પાણી વેહેવાનું ઠેકાણું.
કુંડ ( ના ) છોથી બાંધી લીધેલું નાના તળાવ જેવું.
ફુટ ( ના ) સુથારી અડધો ગજ.
ભય ( ના ) બીક.
ઇમારત ( ના ) ઊંચી બાંધણીનાં ઘર.
ખંડેર ( ના ) પડી ગયલા જમીન અમલા વગેરે.
થર ( ના ) પડ.
દર વરસે=અકેક વરસે.
પેદાશ ( ના ) ઉપજ.
ગાંગડા (ના) નાના કકડા.
ઇન્તરે ( ના ) પટે.

**પાઠ ૩૮ મો.**

ભલાઈ ( ના ) સાલસાઈ.
ધમકી ( ના ) ધુરકી.
બળાત્કાર ( ના ) જોર જુલમ.
ઉમંગ ( ના ) ઉમેદ.
કઠોર ( વિ ) વજ્જર.
અણગમો (ના) નાખુશી.
માયનો ( ના ) અર્થ.
બરાબરીઆ(ના)સરખા.
એકાદું ( વિ ) એક, કોઈ પણ.



જોર જુલમ (ના) જબરાઈ, જબરજસ્તી.
ઇચ્છા ( ના ) મરજી.
નાખુશી (ના ) દલગીરી.
મન ( ના ) દિલ, ચિત્ત.
વેર (ના) અદાવત, ખાર.
જોઇએ તેવું (વિ) મનને ગમે તેવું.
ફેર ( ના ) તફાવત.
રૂપ ( ના ) આકાર.
વિનંતિ (ના)નરમાશથી કેહેવું તે.
અસર ( ના ) લાગણી
નરમાસ ( ના ) નમનતાઈ
દુખાય ( ક્રિ ) દુભાય.

**પાઠ ૩૯ મો.**

સુવાક્ય(ના)સારૂં વચન.
કુવાકય(ના)નઠારૂં વચન.
સ્નેહ ( ના ) હેત, પ્રીત.
સદૈવ ( અ ) હમેશાં.
વાધે ( ક્રિ ) થાય.
કલેશ ( ના ) કંકાસ.
હમેશ ( અ ) રોજ.
લાધે ( ક્રિ ) થાય.
વિવેક ( ના ) સલુકાઇ.
યાર ( ના ) ભાઇ.
ઉચ્ચાર ( ના ) બોલ.
વાણી(ના) વેણ, શબ્દ.

વિશ્વ ( ના ) જગત.
કીર્તિ ( ના ) આબરૂ.
પડેચડે ( ક્રિ ) પડતી ચડતી થાય.
પ્રજા ( ના ) રૈયત.
ઘૂક ( ના ) ઘુવડ પક્ષી.
બુરી ( વિ ) ખરાબ.
બુરાઈ ( ના ) વેર.
રાજકુમાર (ના) રાજાનો છોકરો.
અમૂલ્ય(વિ) જેની કિમત થઈ શકે નહીં તે.
માનવી ( ના ) માણસ.
વેણ ( ના ) શબ્દ, સુકન.
મૂકયું ( ક્રિ ) બોલ્યો.
વિમાસશો (ક્રિ)પસ્તાશો.
હાણી ( ના ) નુકસાન
છરા ( ના ) એક જાતના ચપ્પુ.
છેદ ( ના ) કાણું, છિદ્ર.
સૂઝે ( ક્રિ ) જણાય.
રૂઝે (ક્રિ) આરામ થાય.
ભડાકો ( ના ) મોટો અવાજ.
હડાકો ( ના ) અવાજ.
વદો ( ક્રિ ) બોલો.
વણશે ( ક્રિ ) બગડશે.
ભારતોલ (ના)ભારવક્કર.
જન ( ના ) માણસ.

## ( કવિતાની સમજુતી ). ( ૫ ).

**સારૂં વાકય** બોલવાથી સદાકાળ હેત પ્રીત વધે; નઠારૂં વાકય બોલવાથી નિરંતર કજીઓ કંકાસ થયા કરે; માટે અરે ભાઈ મનમાં જરા સલુકાઈ આણીને જે શબ્દ બોલો તે વિચારીને બોલો. ( ૧ )

**સારૂં વાકય** બોલવાથી બધી દુનિઆ વખાણે; નઠારૂં વાકય બોલવાથી કોઈ આપણી આબરૂ જાણે નહીં; માણુસની પડતી ચડતી ( પૈસાની ) થાયછે તે જીભ વડેજ; માટે જે શબ્દ બોલો૦ ( ૨ ).

જુઓ કે રૈયત પોપટ ઘેર પાળેછે; ને માળામાં એનથી ઘુવડ પક્ષી સૂઈ શકતું નથી ( લોકો તેને પથરા મારેછે ); બોલવાનું કારણ એવુંજ સમજીને, જે શબ્દ બોલો૦ ( ૩ ).

ભાઈ તું સારા બોલ બોલીને લોકોમાં નેકી ( કીર્તિ ) મેળવ કેમકે નઠારી જીભે લોકો નઠારા શબ્દ પણ બોલેછે પછી ગરીબ હોય કે રાજાનો છોકરાની રાણી હોય પણ જે શબ્દ બોલો૦ ( ૪ ).

સારૂં વેણ બોલવાથી દૂધનું દહીં, ઘી સો થશે એટલે ( કોઈ કામ નહીં કરતું હશે તે કરશે ); ને જેની કિંમત ઘણી બેસતી હશે તે સેહેજમાં આવશે; નઠારૂં વચન બોલવાથી કોઈ પળી ભાર પણ પાણી પાય નહીં ( બારણે ઉભો ન રાખે ), માટે જે શબ્દ બોલો૦ ( ૫ ).

અરે માણુસ મોહોડેથી જે શબ્દ બોલ્યા; તે જેમ થુંકેલું ફરીથી ગળાતું નથી તેમ ( બોલેલું ફરાતું નથી ); પછી એવું નુકસાન વેઠીને પસ્તાશો; માટે જે શબ્દ બોલો૦ ( ૬ ).

છરીથી કપાયલું હોય તેનો ઇલાજ માલમ પડે; પણ નઠારાં વાકયના કાપને કદી રૂઝ આવે નહીં ( તે બોલ મનમાંથી ખસે નહીં ); કાચની કોઠી કાણી હોય તે કદી સંધાતી નથી; માટે જે શબ્દ બોલો૦ ( ૭ ).

સારો કે નઠારો તોપનો ભડાકો તે હવામાં જોસ્સાથી દોડયો જાય છે; હવે બોલો તેને કેમ ખેંચીને અટકાવી રાખી શકાય; માટે જે શબ્દ બોલો૦ ( ૮ ).

તમે વિચારી શબ્દ બોલો, તમારૂં કામ કદી બગડશે નહીં; દુનિઆમાં ભાર વક્કર, તો સારા લોકો રાખેછે, એમ **દલપતરામકવિ કહેછે. ( ૯ )**

**પાઠ ૪૦ મો.**

પ્રતાપી ( વિ ) શુરવીર.
રાજ્યાભિષેક (ના) ગાદીએ બેસાડવાની ક્રિયા.
કાયમ ( વિ ) અચળ મોજુદ.
જાત્રાળુઓ (ના) જાત્રાવાસી, તિર્થમાં જનાર.
પુખ્ત (વિ) પૂરી ઉમ્મર.
ત્રાસ ( ના ) દુઃખ.
ખૂબસુરત ( વિ ) સુંદર.
કન્યા (ના) કુંવારી છોકરી.
ફૂટયા (ક્રિ) શત્રુને મળ્યા.
સતી ( ના ) પતી પછવાડે બળી મરનારી પતિવ્રતા.
ખાલસા ( ના ) પોતાના રાજ્યમાં જોડી દીધા.
નજરાણું ( ના ) ભેટ.
પણ ( ના ) ટેક.
અવધ્ય ( ના ) ન મારવાજોગ.
પાંજરામાં ( ના ) પીંજરામાં.

**પાઠ ૪૧ મો.**

પૂર્વજોની ( ના ) બાપદાદાની.
શૈવ ( ના ) શીવનો ઉપાસી.
સમરાવી ( ક્રિ ) સુધરાવી.
ગઢ ( ના ) કિલ્લા.
દંતકથા (ના) જૂનીવાર્તા.
વિવાદ ( ના ) તકરાર.
એકમેક (સ) અરસપરસ.
હારજીત ( ના ) જય પરાજય.
વખાણ ( ના ) તારીફ સ્તુતી.
નિંદા ( ના ) દોષારોપ.
કાવ્ય ( ના ) કવિતા.
સાહસથી ( ના ) વગર વિચારનું કામ.
લોકપ્રિય ( વિ ) રૈયતને ગમતો.

**પાઠ ૪૨ મો.**

કુંવારી ( ના ) વગર પરણેલી છોકરી.
વળેછે ( ક્રિ ) વંકાય છે.
મહિમા ( ના ) મોટાઈ.
ભેખડ ( ના ) ટેકરા.
શ્રીમંત ( ના ) પૈસાદાર.
રળિયામણું ( વિ ) શોભીતું.
આશ્રમો ( ના ) મઠો.
વિશાળ ( વિ ) મ્હોટો.
મંડપ ( ના ) માંડવો.
શંકુ ( ના ) ભરેલા પતાસાના પડા જેવો આકાર.
શિખર ( ના ) ટોચ.
ઘુમટ ( ના ) અર્ધગોળ શીખરવાળું ઢાંકણું.
મોખરો (ના) આગળનો ભાગ.
કાયમ ( ના ) હેયાત.
સ્તંભ ( ના ) થાંભલો.
અણી શુદ્ધ ( ના ) અખંડ.
તૃતિયાંશ ( ના ) ત્રીજો ભાગ.
તોરણ ( ના ) મેહેરાબ.

**પાઠ ૪૩ મો.**

વાદ ( ના ) તકરાર.
વટેમાર્ગુ (ના) રસ્તેજતો. મુસાફર, પંથી.
બળ ( ના ) જોર.
જબરો ( વિ ) જોરાવર.
તપીગયા ( ક્રિ ) ગુસ્સે થઇ ગયા.
ધીમા ( વિ ) ઠંડા.
અજમાવો (ક્રિ) વાપરો, ચલાવો.
ઉતરાવે ( ક્રિ ) કઢાવે.
બળવાન (વિ) જોરાવર.

